૨૯૦૫

# સરોદે અવસ્તા

યાને

ગુજરાતી જુબાનમાં

જરથોસ્તી મજદિયસ્નની ધર્મનીતિનાં પવિત્ર ગાયન,

બનાવનાર


ફિરોજશાહ રુસ્તમજી બાટલીવાલા.


દોહરા.

તુજ કિર્તન ગાવાથકી, અહુરમજ્દ દાદાર;
અમને આશયછે ભલો, ઓ પરવરદીગાર.
તુંથી અમ રાજીછિયેં, તેથી ગરિબનિવાજ;
ફિદા અમો થઇયેંછિયેં, ગાઇ સરોદ નિમાજ.

(યજશ્ને હા૦ ૭—ફ૦ ૨૪.


મુંબઈ

ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીછે.

સને ૧૨૫૫ યજદજરદી—સને ૧૮૮૬ ઇસવી.

# અર્પણપત્ર.

સદગુરૂ કવિ ફિલસૂફ ને, ખરો ખુદાનો દોસ્ત;
અશોઇનો સત ભોમિયો, સ્પિંતમાન જ઼રથોશ્ત.

તેના અશો રવાનને, સિજ઼દાં કરી સલામ;
અર્પણ કરૂંછ હું નમી, આ સુખદાઇ કલામ.

# દિબાચો.

સાદાં લખાણ કરતાં કવિતા અને ગાયન માણસના જિગર ઉપર વધારે અસર કરી શકેછે, અને તેજ કારણને લીધે બચપણથીજ ધર્મની દાઝ બાળકોના જિગરમાં લગાડવાને ઘણીક પરકોમો પોતાનાં બાળકોને ધર્મનાં ગાયન શિખવેછે જેથી બચપણથીજ તેઓના ધર્મના પ્યારનો ચિરાગ તે બચ્ચાંનાં જિગરમાં રોશન થાયછે.

પણ આપણી કોમમાં હાલ એવું કાંઈ ન હોવાના સબબથી મારી નાકેશ શકિતથી બનતી કોશિશે પ્રથમ તો મેં યશ્ટો સિવાય તમામ ખોરદેહ અવસ્તાની બંદગીઓના ટુંક સારનાં જરથોશ્તી બાળકોને સારૂ સલીસ ઇબારત અને રાગોમાં ૪૪ ગાયન અને દોહરા જોડયા; જે એ કદીમ ભાષાઓથી વાકેફગાર આપણા માનવંતા દસ્તુર સાહેબો અને એરવદોને પસંદ પડવાથી, બંદગી, સચ્ચાઈ, પવિત્રાઈ, ઇત્યાદિ બાબદોપર વંદીદાદ યજશ્ને વગેરેમાંથી લખાણો ચુંટી કહાડી તથા તે સાથે નીતિની શિખામણનાં બીજાં પરચુટણ ૨૦ ગાયન જે આ ચોપડીમાં દાખલ કીધાંછે, તે જોડવાને મને ઉમંગ થયો.

પાક અવસ્તાની ભાષાથી હું બિનવાકેફ હોવાના સબબથી, કેટલીક મોજુદ તરજુમાની કિતાબો કે જે કેટલેક ઠેકાણે એક સરખા તુરજુમા દેખાડતી નથી તે ખોળતાં પણ અર્થો વિશે કેટળો ગુચવાડો પડયો છે તેનો ખ્યાલ

વાંચનાર સાહેબો પોતેજ સહેલાઇથી કરી શકશે. એટલું છતાં પણ ખોળ કીધા પછી સાધારણ સમજને અનુસરતા તત્વ આ ચોપડીમાં દાખલ કર્યાં છે.

જોકે થોડાંક ગાયન જરૂર્યાતથી લાંબાં થયાંછે તથા કેટલેક ઠેકાણે પ્રાસ લાવવા સારૂ ટુક પણ છાજતો વધારો ઘટાડો કરવો પડયોછે, તોપણ બનતાં સુધી બચ્ચાંને સમજ અને સગવડ પડે તે સારૂ ટુક સારજ સમાવવાનો મેં હેતુ રાખ્યોછે, તથા સેહેલ કરવા સારૂ કઠણ શબ્દનો કોષ આપ્યોછે.

આ કિતાબ કહાડવાની મારી મુખ્ય નેમ જરથોસ્તી બાળકોના મુખમાં પવિત્ર અવસ્તાના કલામોનો, સહેલ ગુજરાતી ભાષામાં સરળ કવિતા અને ગાયનરૂપી મિઠાસ આપી, ઉત્તમ જરથોસ્તી માજદિયસ્નીની ધર્મનીતિ તરફ બચપણથીજ તેઓનો પ્યાર લગાડી તેઓનાં કુમળાં મગજમાં ધર્મબોધનું ભરણું કરવાની છે.

હું એમ કેહવા નથી માંગતો કે આ ચોપડી કસુર વગરની છે, પણ આશા રાખુંછું કે મારી સર્વ મુશ્કિલો તરફ દુરઅંદેશો વિચાર કરી, મારી જેબી ભુલ હોય તે દરગુજર કરી વાંચનારી આલમ આ મારા એ જાતના પહેલા યત્નને ઉત્તેજન આપશે.

ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા.

# સાંકળિયું.

સફે.

## પરચુટણ બાબદો.





# સરોદે અવસ્તા.



## અષેમ્ વોહૂ.

પવિત્રાઇ તન મનની છે;
સહુથી ઉત્તમ ન્યામત સુખ તે. ૧.

ખરો સુખી તે—બહુજ સરસ અશોઈ ધણી જે. ૨.

(યમન કલ્યાણ—ખ્યાલ.)

દોહરો.

તન ને મનની સ્વચ્છતા, છે શુભ ન્યામત ખાણ;
જે આ ધન બહુ મેળવે, તેને સુખિયો જાણ.



## અહુનવર (યથા અહૂ વઇરયો.)

જે નેકીને સંભાળે–અહુરના નિયમ પર ચાલે;
બહૂ સવાબી કામ કરે–તેને તે બદલો વાલે. ૧
જે ગરીબ લાચાર જનોને,
પરવરશી શુભ કરી લગાડે રોજગારમાં;
તે ખુદાયને નિજનો શાહ મુરબ્બી કરી નિહાળે. ૨.

(યમન કલ્યાણ—ખ્યાલ.)

દોહરો.

નિયમ ખુદાનો જાળવી, કરે સવાબી કામ;
તે પામે દાદારથી, સર્વ સુખોનું ધામ.

---

## નિરંગ આબેજ઼ર લેવાની.

નાપાક શયતાંન સદા દૂરે થઇ રહેજો;
હારેમન હ્યાંનતે ભરેલો, હારી નિત દુખ સહેજોરે. ૧.
મુજપર તેની અસર ન હોજો;
ફૂતેમંદ દાદાર પાક તમ મને બચાવી લેજોરે. ૨.

(ભૈરવિ—ઠુમરી.)

દોહરો.

શયતાંની ચુંગાલથી, માલિક મને બચાવ;
નેકીથી આ જહાંનમાં, સુખથી સદા નિભાવ.

---

# કેમના મજદા.

જ્યારે બદકારો રખેછે—મુજપર કીનો ભારી;
ત્યારે તમવણ તે બૂરાંને—કોણ હટાવે મારી. ૧.

તમવણ મુજ તનમનને શાન્તી-કોઇ નહી દેનારો;
શુભ અક્કલ તમ આપી મુજનાં-સઘળાં પાપ નિવારો. ૨.

કોણ ભલો એવો છે કે જે—બદકારોને મારે;
નેકીથી બન્ને દુનિયાનાં—જે સહુ સુખો સમારે. ૩.

નિકળો ઓ બૂરી તોખમનાં—દોજખનાં બદકારો;
સર્વ પલીદી બુરાઈ સાથે—હોજો નાશ તમારો. ૪.

હારેમનને દરૂજ રસમો—જે દેછે દુખ બોજો;
તોખમ કરણી લાભો તેના—ફૂના દોજખે હોજો. ૫.

જેથી પૂર અશોઇ ભરેલી—દુનિયા દુખ નહિ દેખે;
નેક વિચારી કરી બંદગી—ધણી ખુદાને લેખે. ૬.

(પિલૂ—સાખી.)

દોહરો.

જ્યારે બદકારો મને, દુખ દેવા છે ત્યાર;
કોણ ત્યાર તમવણ મને, મદદ કરે, દાદાર.

# હોરમજ્દ ખોદાએ.

સકલ સૃષ્ટિનો ખુદાય સરજનારો,
દફે હોરેમનને તે કરનારો;
દરૂજ બુરાં હોરેમન બદજાતો,
અસત જાલમની નાશ થજો બાતો. ૧.

ખુદા જે મેં બદકામ હોય કીધાં,
બુરા ખ્યાલ વળી સુખન કહી લીધાં,
હવે તેથી પસતાઇને રૂરૂંછું,
કબૂલાત ફરી ન કરવા કરૂંછું. ૨.

ભલાં કામની ભલી મુરાદ રાખી,
વળો સત બોલી શુભફળ હું ચાખી;
બુરો હેરેમન ધિક્કારિશ પાજી,
કરિશ તમને જેથી હું નિત રાજી. ૩.

(લિલામ્બરી—ડિડી.)

દોહરો.

મન વાચા ને કામથી, હોય કિધાં જે પાપ;
તે સહુની માફી મને, આપ અરે જગબાપ.



# જસ મે અવંધ્હે મજ્દ.

મદદ કરો મુજને ઓ દાદગર ખુદા;
દયા કરી દૂર કરો સર્વ આપદા. ૧.

એક ખુદા ભજી અવર ટાળનાર છું,
મ્હાગુરૂ જરથોશ્ત પુઠે ચાલનાર છું,
એ ઇમાનને નિત હું પાળનાર છું;
હુમતે—હુખતે—હુવરશ્તે,
ત્રણ કરણી, દુખ હરણી, ફરજ ગણી;
કરિશ હું સદા. ૨.

જે ધરમે તોડી તકરારો પાપી,
દુશમનને જેર કરી નેકી સ્થાપી,
શિખવે છે સમ્પ જેહ ઝઘડા કાપી;
દિન તે—શુભ જે—સત છે,
નિત પાળિશ, ચિત આલિશ—દુખ ટાળિશ;
નમી કાયદા. ૩.

તે સુધર્મ કે જે દાદારે આપ્યો,
શિખવી જરથોશ્તે જે જગમાં વ્યાપ્યો,
તેજ સત્ય ધર્મે છે ભવભય કાપ્યો;
તનથી—મનથી—ધનથી,
અતિ સુખકર—વળિ દુખહર—છું તુજપર;
જાનથી ફિદા. ૪.

આ જે હું સર્વ એકરાર કરૂંછું,
તે મુજ ઈમાનની નિશાન ધરૂંછું,
બાવે દિન માજદિયસ્નીજ સ્મરૂંછું;
ફરતાં—હરતાં—કરતાં,
નિત કામો—રટિ નામો—શુભ ઠામો;
લઈશ ફાયદા. ૫.

(ગોંરા જિંઝોટી—૫૬.)

દોહરો.

સરસ સર્વથી શ્રેષ્ઠ જે, સકલ ધર્મનું મૂળ;
તે છે દિન જરથોશ્તની, એમ કરૂંછ કબૂલ.

---

## બાજ જમવાની.

નમો યાદ કરૂંછું અશો અહુરમજ્દ ને;
સદા ન્યામત બક્ષેછે બહુ સરસ જે મને. ૧.

પશુ અન્ન જળ જમીન આસમાન રોશની;
(સર્વ) ઝાડપાન જેનોજ કરાંમતે બને. ૨.

(ભૈરવિ—એકતાલો.)

દોહરો.

શુકર કરૂંછું હું નમી, તુજને ઓ કરતાર;
કે આ ન્યામતનો મને, દીધો તેં આહાર.

---

## સરોશ બાજ.

પ્હોંચો સરોશ મદદે મારી—જોરાવર ને જે શુભકારી;
ધરી તેજ હથિયારો કારી—નેકોનાં દુખ દેછ નિવારો. ૧.
બૂરાં મન ને સુખન, કામથી—કિધી હોય મેં જે બદકારી;
નેક થવા હું માફી તેની—માગુંછું જગબાપ તમારી. ૨.
અહુરમઝ્દની મરજી રાખી—કરૂં સવાબ બહૂ સુખકારી;
અહુનવર પઢી બચું બદીથી—માંગી નિત હું સરોશ યારી. ૩.
(ભૈરવિ—૫૯.)

દોહરો.

નેકીને પીછાનવા, આપી અકલ હોશ;
બદીતણી ચુંગાલથી, મને બચાવ સરોશ.

---

## અશાઈ રએશચ.

આસુદગી તે નેકો પામે—હોય અશો જે આ જગઠામે. ૧.
જાતી અફ્ઝલનાં ફરજંદો—નેકોથી ધન બહુ દુનિયામે,
લામ્બી પામો સુખી જિંદગી—હસી વસો તે બ્હેશ્ત મુકામે;
આમિન હોજો નેક દુઆ સહુ—ચાહી જે મેં પાક કલામે. ૨.
(પિલૂ—૫૯.)

દોહરો.

થજો સુખી જન સર્વ જે, રહે ધર્મ આધીન;
ખરાં જિગરની આ દુઆ, કરો ખુદા આમીન.

---

## હુઝ્ંધ્રેમ્.

કર દેહ નિરોગી તું મારી—ઓ ખુદા. ૧.

તનદુરોસતી આપ હજાર ઘણી;
જે ન્યામત સહુથી છે સારી—ઓ ખુદા. ૨.

(તિલંગ—ઠુંમરી.)

દોહરો.

ઉત્તમ સુખ જે દેહનું, તે તું અમને આપ;
હજાર ને લાખો ઘણું, ઓ દુનિયાના બાપ.

---

## જસમે અવંધ્હે મઝ્દ.

તું મારી મદદે આવ—ખુદા. ૧.

ફતેમંદ બ્હેરામ ઈજદ જે;
શુભકારી ખુબસૂરત, તેની—હિમ્મતથી નીભાવ. ૨.

મિનો રામ રામશની આપે;
દુનિયાનાં સુખપર જે મવકલ–દુખમાં કરે બચાવ. ૩.

આસમાનનાં ચક્કર ને વળી;
મદદ જમાના અનહદનીથી–સંકટ સર્વ હટાવ. ૪.

(જંગલો—૫૬.)

દોહરો.

તારી સઘળી શક્તિથી, મારી મદદે આવ;
ટાળી દુખને આફતો, જગમાં મને નિભાવ.

---

# કેરેફેહ મોજ્દ.

ખુદાવંદ તું એટલું બક્ષ વારૂ—બેહુ જગધામ જેથી સુધારૂં. ૧.

અનહદ પાપ જે કિધાં મેં જગતમાંહ્ય,
તે નહિ હવે હું સ્વિકારૂં;
કામો કરૂં નેક જેથી તમો પાસ,
અંતે બને ન મુખ કારૂં. ૨.

જેઓ આય હફ્ત-કિશ્વર જમિનમાંહ્ય,
કરતાં હોય કાજ સારૂં;
તેઓ પૃથ્વિ નદી ને સૂર્ય કદનુંજ,[1]
સુખ પામજો નિત્ય પ્યારૂં. ૩.

સુખથી ઘણાં વર્ષ જીવો અશો લોક,
જગના ખરા લાભ સારૂં;
આમીન હોજો સહૂ નેકને આજ,
ચાહયું ભલુ આય મારૂં. ૪.

(જિઓટી—૫૬.)

દોહરો.

નેક જનો આ જગતમાં, જિવજો ઘણાંજ સાલ;
અનહદ લાભો મેળવી, રહેજો સદા ખુશાલ.

---

[1] જમીનની પોહોલાઈ, નદીની લંબાઈ, તથા ખુરશેદની બુલંદી જેટલું.—યાને બેહદ.

# હોશબામ.

કરૂંછું વખાણ ખરી બામદાદ તારી;
થશો સકલ જેથી શુભઆસ સફળ મારી. ૧.

ગણું સરસ અહુરમજદ અદલ અધીકારી;
બદી પાયમાલ કરૂં હારેમન મારી. ૨.

વખાણુંછ અંમશાસ્પંદો બહુ શુખકારી;
વળી સર્વ ઈજદો જે કરે મદદગારી. ૩.

વખાણુંછ શુભ નરો અને સુગુણી નારી;
થઈ ગયાં, છે, અને થશે જે શુભકારી. ૪.

અશો રાસ્ત અર્શીશવંગ આપ ભલી યારી;
ખુદા નેક જોર બખંશ તું અમને ભારી. ૫.

સદા અમલ કરો ખુદા કુદરતપર સારી;
ભલાજનો સુખી કરો દુખોને નિવારી. ૬.

બુરા હવસ દૂર કરો ખસલતો નઠારી;
કરે નહી જેથી બદ દુશ્મન મુજ ખ્વારી. ૭.

અરે ખુદા એવી કરણી કરો અમારી;
અશો અમે બનો પાસ આવિયે તમારી. ૮.

(ભૈરવ પ્રભાતિ—૫૬.)

દોહરો.

રોજી રજક સુલતાનનો, હોશબામ છે વખ્ત;
સેજ તજી કર બંદગી, ખિલશે તારૂં બખ્ત.

# ખોરશેદ નિઆયશ.

ખુદાને હું કરૂંછું યાદ જે દુનિયા સરજનારો;
સખી ને સર્વજ્ઞાનો છે, રજ઼ક રોજ઼ી બખશનારો. ૧.

વિનાહદનો અદલ તે શાહ છે સહુ પાદશાહોનો;
બહૂ તે નૂરવાલો છે ગુનાહો માફ઼ કરનારો. ૨.

નમું છું દાદગર રૂડો, વળી અમશાસપંદોને;
ફ઼રોહર નેક આરાધું, તજી શયતાન બદકારો. ૩.

ભલા ખ્યાલો સુખન સાથે, ભલાં કામો વખાણું છું;
ખુદાપર હું ફ઼િદા થઈને, રહિશ નિત પાપથી ન્યારો. ૪.

નમુંછું તેજ઼ ઘોડાની ઝડપનો ખૂર પુરનૂરી;
નમું ગેતી મિનો ઈજ઼દો સફ઼ળ કરવા જનમ મારો. ૫.

બને છે પાક પાણી ને જમિન ઝાડો સહૂ ચીજો;
નહી આ રોશની જો હોય તો જીવે ન જાંદારો. ૬.

વખાણું મ્હેર દાવરને વિના જેના ગુરૂજ઼ ભારી;
બદી ને જાલમી જગમાં બને બૂરા જફ઼ાકારો. ૭.

નમે જે નૂર ખુર્શેદી વખાણે ખુદ ખુદાને તે;
સહૂ તેની બલા ટળશે ખુદાનો તે થશે પ્યારો. ૮.

(ભૈરવિ—ગજ઼લ.)

દોહરો.

રોશન દુનિયાને કરે, ઝાડપાન જળ પાક;
થાય દફ઼ે ખુર્શેદથી, હારેમન નાપાક.

# મેહેર નીઆયેશ.

રાસ્તી અને રોશનીનો સરદાર નમું;
મહેર દાવરને નમી ભવ દુખ નહિ ખમું. ૧.

મુંનસફ ઈજદોમાં તે પણ છે ચિન્વત પર;
જેથી પુલગુજાર થઈ ખુદાને પ્રણમું. ૨.

જેની શ્રોત્ર નેત્ર-શક્તિ છે હજાર ઘણી;
જુઠાનો વેરી તે છે તેહને ગમું. ૩.

રૂડા મ્હેરપાસ સુખશાન્તિ અને નેકી;
વૃદ્ધિ કુટુંબની માંગી અશોઈમાંહ્ય રમું. ૪.

પાક દિલથી આરાધી હું મ્હેર તમને;
ચાલી નેક ચાલ બદીમાં કદી ન ભમું. ૫.

(ભૈરવિ—ગજલ.)

દોહરો.

મ્હેર સદા તોડ બદી, રીઝે નેકી કાજ;
ત્યાં એવી ગતિ ચાલ કે, રેહ ચિન્વતપર લાજ.

## વીસ્પ હુમત.

નેક વિચારો મનમાં લાવી—જે સતવચનો બોલશે;
જેને નેકી મનથી ભાવી—તે સુખમાં રૂહ તોલશે. ૧.

બુરા વિચારે મન લોભાવી—દુરવચને મુખ ખોલશે;
કરે બદી જે જગમાં આવી—અંતે હાથો ચોળશે. ૨.

(ભૈરવિ—૫૬.)

દોહરો.

નેકીના અખત્યારથી, પામિશ બેહેસ્ત મુકામ;
મળશે દોજખ જો બુરાં, કબૂ કરિશ હું કામ.

---

## દુઆ નામ સિતાયશને.

(ગાયન ૧ લું.)

સ્તુતિ કરૂંછ તે પાક અહુરમજ્દની તેહના ગુણ ગાઈ;
હતો, છે, અને રહેશે નિત જે સર્વ ઠામમાંહ્ય સમાઈ. ૧.

વરધીનો કરનારો તે છે રાખી કમી નથી કાંઈ;
ગેબીઓમાં ગેબી જે છે, જેની ગતિ કઈ નહિ પાઈ. ૨.

(યમન કલ્યાણ—૫૬.)

દોહરો.

હતો, છે, અને રેહશે, જે નિત આ જગઠામ;
શરૂ કરૂંછું તેહનું, ધરી જબાંપર નામ.

---

# દુઆ નામ સિતાયશને.

(ગાયન ૨ જું.)

સરજનાર પોતે પોતાનો જે છે જગઆધારરે;
અહુરમજ્દ ખુદ નામજ તેનું નહિ ઉપમાનો પારરે. ૧.
સર્વ શકિતનો માલિક મોટો પેદાનો કરનારરે;
છૂપી વાતો સહુની જાણે તે પરવરદેગારરે. ૨.
કરે જગતની પરવરશી તે અહુરમજ્દ દાદારરે;
પાસબાન કુલ જીવજંતનો દયાવંત દાતારરે. ૩.
સદા જાગતો પવિત્ર આદિલ સવાબનો ભંડારરે;
નમી ભજુંછું શુકર કરી તે હસ્તીનો કરતારરે. ૪.

(જિઓઠી—૫૬.)

દોહરો.

પોતાની મેળે થઈ, પેદા રચી જહાન;
દાના તે સાહેબનું, રાખિશ હું નિત ધ્યાન.

---

# દુઆ નામ સિતાયશને.

(ગાયન ૩ જું.)

જહાંન પેદા કિધી સર્વ સારી;
જાંણ તેની કરામાત ભારી. ૧.
દાનાઈનાં શુભ જોરથી કરીને—મોટા બહુ નેકકારી,
અમશાસપંદો દયોની સાથ તો—ઈજદો કિધા નેકધારી;
રોશન બહેશ્ત સુખકારી. ૨.

ફરતું આસમાન ચક્કર સદા છે—ઝલકે સુરજ તેજધારી,
ખાલેશ માહ્‌તાબ અગણિત સિતારા—ચીજોતણી જાત ન્યારી;
જેથી જગતને ઉધારી. ૩.

વાયૂ પવન સાથ આતશ રોશનો—પાણી જમિન લાભકારી,
ઝાડો ગોસપંદ સાતે ધાતુઓ—આદમ નરો કુલ્લ નારી;
તેની અજબ બલીહારી. ૪.

(કાફી—પદ.)

દોહરો.

અમશાસ્પંદ ઇજદ વળી, રોશાન બ્હેશ્ત મકાન;
સરજ્યાં તેં જગ નભ હવા, માહ મ્હેર ઇનસાન.

---

## દુઆ નામ સિતાયશને.

(ગાયન ૪ થું.)

કરૂં હું યજશને—વળિ નિઆયશને;
તે પુણ્ય માલેક—ખાવિંદ ખાલેક—રિજવી સરસને. ૧.
વાચા જ્ઞાન દેઇ—બક્ષી બુજેર્ગી;
દુનિયાઇ દરએક—પેદાયશો નેક—તેપર મનુષને. ૨.
કારોબાર આ—જગતનો ચલાવો;
ભીડી ભલી બાથ—બૂરાઇની સાથ-તજવા નરસને. ૩.

(જંગલો—પદ.)

દોહરો.

બક્ષ્યાં વાચા જ્ઞાન તેં, કરવા કારોબારૂ;
કુલ કુદરતપર માનવી, તેં કીધો સરદાર.

---

## દુઆ નામ સિતાયશને.

(ગાયન ૫ મું.)

તે કુલ આગાહીના ખાવિંદને કરૂંછ નિમાજ;
જે બરદાસ્ત ઘણું કરનારો છે ગરીબાંનિવાજ. ૧.

માનસને જાલવવા કુલ પેદાયશાની સુલેહ;
અકલ આપી પિછાનવાને નેકીના સુખવાજ. ૨.

થઈ ગયા, જે છે, અને થશે જગમાં કુલ દાનાવ;
કીધો સહુપર શ્રેષ્ઠ પયમ્બર એક ધરી દિલદાજ. ૩.

સ્પિતમાનના અશો ફરોહર જરથોશતરને હાથ;
માજદિયરની શુભદિન મોકળી આય જગત સમાજ. ૪.

(ફેરા—૫૯.)

દોહરો.

જાળવવા પેદાયશો, સલાહ સંપ સંગાથ;
તેજ ભલી દિન મોકળી, જરાથોશ્તને હાથ.

---

## દુઆ નામ સિતાયશને.

(ગાયન ૬ ઠું.)

સરસ સર્વ વાણીથી જગમાં જંદ અવસ્તા છે;
નેકો જેની બરકતથીજ બહેશ્તે વસ્તા છે. ૧.

તેની વિદ્યા આસાનીથી પુલગુજાર કરશે;
દેખાડયા તેમાં નેકીના રોશન રસ્તા છે. ૨.

અશો લોકમાં રવાન વાસો જઈ કરશે સુખથી;
નહી કોઇ તેથી દોજખને ખાડે ફસ્તા છે. ૩.

જે દુનિયા બહુ રોશન ને વળિ છે ખુશબોથી તર;
તેની રાહ અવસ્તા આપે જ્યાં સહુ હસ્તા છે. ૪

કરી કબૂલ વમાસું બોલું પાલું તુજ હુકમો;
ઓ સાહેબ સુખન તુજ નેક દિલોમાં ઠસ્તા છે. ૫.

(બિહાગ ૫૬.)

દોહરો.

ધર્મ અવસ્તાનો ભલો, કરે બદીને નેસ્ત;
જિવતાં જીવત સુખ દિયે, મુવા પછી શુભ બ્હેશ્ત.

## દુઆ નામ સિતાયશને.

(ગાયન ૭ મું.)

પાછો તોબાહ કરી ફરૂં—રે નહિ કદી ગુનાહ કરૂં. ૧.

ખાલિશ રહિને નેક દિલે હું—નિત ભજનો ઉચરૂં;
સર્વ પાપનો ત્યાગ કરીને—બુરાઈથીજ ડરૂં. ૨.

મન વાચા ને કામ સમજ વળિ—હોશ જ્ઞાને, તરૂં;
એ છ શક્તિઓ પાક જીવથી—નેક કામે ધરૂં. ૩.

નેક વમાસી નેક કામમાં—બોલી સદા ખરૂં;
તુજ મરજી માફક હું ચાલી—નમી પાર ઉતરૂં. ૪.

(કાલિંગરા—૫૬.)

દોહરો.

શુભ મન વાચા કામ ને, સમજણ અક્કલ હોશ;
એ છ શક્તિનાં જોરથી, ટાળિશ ભવના દોષ.

## દુઆ નામ સિતાયશને.

(ગાયન ૮ મું.)

રોશન રસ્તો બહેશ્તનો જે, તે હું ખોલી ચાલુંરે;
નહિ જેથી દોજખ ડર પ્હોંચે, નહી બને મુખ કાળુંરે. ૧.

જેથી ચિન્વત પાર કરી દેખું બહેશ્ત અજવાળુંરે;
વણ દેહશતથી ખુશાઓમાં ત્યાં નોશ કરૂં સુખ પ્યાલુંરે. ૨.

કરણી માફક બદલો વાળે એજ નિયમ સંભાળુંરે;
પરમદયાળ ખુદાય એકલો, તેની આજ્ઞા પાલુંરે. ૩.

અંત સમે પાપીનાં પણ જે ખોલી દુખનું તાળુંરે;
દયા કરી છુટકારો કરશે, તેના હાથો ઝાલુંરે. ૪.

(ભૈરવ પ્રભાતિ—૫૯.)

દોહરો.

રાહ નેક જે બ્હેશ્તની, સદા કરૂં અખત્યાર;
જેથી બનું સહેજમાં, ચિન્વત પૂલ-ગુજાર.

---

## દુઆ નામ સિતાયશને.

(ગાયન ૯ મું.)

ભણું હમેશ પવિત્રજ વાણી; અહુરમજ્દ દાદાર વખાણી. ૧.

સર્વ શક્તિનો માલિક જેણે કુલ આગાહી જાણી;
સખી તવંગર ખરેજ દિલમાં દયા સર્વની આણી. ૨.

સાતો અમશાસ્પંદો કાહ્ડો આફ્રતમાંથી તાણી;
ફિરોજગર બ્હેરામ ઈજદ સહુ દફે કરો મુજ હાંણી. ૩.

(ભૈરવિ—પદ.)

દોહરો.

સાતે અમરાસ્પંદ ને, ફતેમંદ બ્હેરામ;
મારી મદદે મોકળી, કરો સફળ સહુ કામ.

---

## નમસ્કાર ચાર દિશાનો.

નમુંછું તને પાક પરવરદિગાર;
નમુંછું કરામત તમારો અપાર. ૧.

નમું આ જગાને નમું આ શાહેર;
નમું ખેતરો ને ધરો જળ નહેર. ૨.

ઝરાઓ જમિન ઝાઠ ને આસમાન;
નમો હું સિતારા કરૂં તુજ વખાણ. ૩.

વિનાહદ ઉજાસો, નમું આફ્રતાબ;
સપેનામિનો ને નમું માહતાબ. ૪.

નમુંછું અશો નર નમું નેક નાર;
નમું જોઈ સહુમાં તમારો ચિતાર. ૫.

(પિલુ—બ્હેત.)

દોહરો.

નમુંછ આ માલિક તને, દેખી કુલ તુજ કામ;
ચાર દિશાએ હું ફરી, રટી તમારૂં નામ.

---

# માહુ બોખ્તાર નિઆયશ.

નમી ખુદા ને અમશાસ્પંદો માહ્તાબને કરૂં નિમાજો;
ભલું ખુદાનું નૂર નમુંછું કાહ્ડી બંદગીના અવાજો. ૧.

નમુંછ જે ઊપરથી દેખે, નમું નિચેથી જેને દેખું;
ગનામિનોનો ત્યાગ કેરીને નેકીની રાખું દિલ દાજો. ૨.

અમાસ વદ ને સુદ પુનમે જે ઘટે વધેછે જે નુરવાલો;
બહાર ફ્રૂતમાં તે બક્ષેછે ઝાડપાનને સબજી સાજો. ૩.

અશો બખશનારો રોજીનો નૂરમંદ સુખનો દેનારો;
ભલો સાહબે-દોલત તે છે લાભકાર પણ છે તે ઝાજો. ૪.

ઘણાં ઢોર ને હિમ્મત રૂડી પવિત્રાઈ જશ અને ફ્તેહો;
અશો ખુશી કરનારાં મુજને જોરાવર ફરજંદ નિવાજો. ૫.

(યમન કલ્યાણ—ગજલ.)

દોહરો.

દિન દિન જેહ વધે ઘટે, રોશન માહ્બોખ્તાર;
તેને જોઇ નમુંછ હું, ગણી તને કરતાર.

# અર્દ્વી સૂર નિઆયશ.

વખાણી હું આવાં અર્દવીસૂરને;
નમુંછું દાદારનાંજ નેક નૂરને. ૧.

કરે જે આબાદ જહાન સુખી જિંદગી;
નમું તે નિર્મળતણી સફાઇ પૂરને. ૨.

ગલીચી ને રોગ જે સહૂ દફે કરે;
વધારે જે મનનાં રૂડાં શહૂરને. ૩.

પિયે જે પાણી તેનું સાફ લહુ કરે;
દિયે દુધ બહુ માતને સુશક્તિ સૂરને. ૪.

ફળો ફુલ ને ધાન્ય દિયે બહુ જે જગને;
સજાએ પ્હોંચાડેછે કુટિલ ક્રૂરને. ૫.

મુરાદ નેકની પુરવા રહો ખુશ સદા;
સુખો જશ ધન માંગી વિનવું હુજૂરને. ૬.

(સિંધ કાફી—ગજલ.)

દોહરો.

આવાં અર્દ્વીસૂર જે, જ્હાન કરે આબાદ;
નમુંછ દેખી તેહને, કરી ખુદાની યાદ.

# આતશ નિઆયશ.

નમુંછ આતશ તમને ઓ નૂરે ખુદા;
પવિત્ર કરજો અમને ઓ નૂરે ખુદા. ૧.

હમેશ રોશન રહિને સુખ દેજો ઘણું;
નિવારજો હમ-ગમને ઓ નૂરે ખુદા. ૨.

ભલી મતી વળિ રોજીરજક સુજ્ઞાનથી;
ટકાવજો મુજ દમને ઓ નૂરે ખુદા. ૩.

અસીલ ફરજંદો નામદાર બક્ષજો;
સુધારજો સહુ શ્રમને ઓ નૂરે ખુદા. ૪.

ધરેછ ભેટ જે દુઆ શુભ તેને કરી;
હરોછ દુખ ગમ તમને ઓ નૂરે ખુદા. ૫.

(કાફી ઝિંઝોટી—ગજલ.)

દોહરો.

રાહે રોશન પામવા, સુખ મેળવવા પૂર;
હું નમુંછ આતશ તને, ગણી ખુદાનું નૂર.

# હાવન ગેહ.

થજો ખુશનુદી પાક દાદારની;
ફિદા નિત જગત સર્વ તેપર બની. ૧.

અહુરમજદનો હું પરસ્તાર છું;
સદા જેહનો હું નિમકખ્વાર છું. ૨.

અશો ગેહ હાવન ભલી ખાશ જે;
સદા ઉદ્યમીની પુરે આશ તે. ૩.

જુઓ આ સવેળે વિમળ તો ખરે,
જળો ઝાડને સૂર્યજોતી કરે; ૪.

ખુરાં સુક્ષમોને કરી તે ફના,
મિટાડેછ રોગો જગત સર્વના; ૫.

વખાણી સહુ જન ખોરદાદને,
વળી સાથ તેની અમરદાદને. ૬.

વિના ધાસતી સર્વ ખાણું લિયે,
ખુશી થઈ પાક હોમનું જળ પિયે; ૭.

પછી સહુ સવાલો જવાબો કરી,
ખુદાઈ રસમપર જિગરને ધરી; ૮.

કરે યત્ન હઘ્ઘ્ગહાઈતીતણો,
ભલો પાઠ જે લાભકારી ઘણો. ૯.

વળી દર મહોલ્લાતણો જે વડો;
ગુતાયોછ કામે, લિયો તે ઘડો. ૧૦.

અઈર્યમન મંગલકાર્ય તે બહૂ,
કરેછે સવાબો સફળ જે સહૂ; ૧૧.

દિપેછે મહા દબદબો જેહનો,
થયોછે સ્તુતીનો વખત તેહનો; ૧૨.

દુખો ને બલા જે પટકનાર છે,
કૃતેહો ભલાંને બખશનાર છે; ૧૩.

ભલી વાંણી ગાતાંજ ગાથાતણી,
સદા તેહની તો જરૂર છે ઘણી. ૧૪.

અરે આ વખત ચીનવતપર ખરે,
અશો મ્હેર મુન્સફ ચુકાદો કરે; ૧૫.

ભલાંને ભલું ઠામ બક્ષે હસી;
નહી શખ્સિને તે રખાવત કશી; ૧૬.

પછી ચોકસો તે કરે જગતની,
ખબર લેછ પાપી અને ભગતની. ૧૭.

નમોયેંછ આ નેક વખ્તે ખુદા;
નહી કે સહીયેં દુખો આપદા. ૧૮.

(ભૈરવિ—બ્હેત.)

દોહરો.

આફતાબ રોશન થયો, થયાં પાક જળ ઝાડ;
હાવનમાં નામુદ થઈ, ગનામિનોની આડ.

# રપિથ્વન ગેહ.

શાજી રહેજો ખુદાવંદ નેક;
ખૂબી ભલી જેહની છે અનેક. ૧.

હું તો પરસ્તાર તે એકનોજ;
છું દિન જરથોશ્તની નેકનોજ. ૨.

ખાલેશ ને પાક છે વખ્ત જેહ,
તે નેક છે આ રપિથ્વન ગેહ. ૩.

નેકો મળી સાથ મશગૂલ થાય,
સર્વ જગા પંચગાથા ભણાય. ૪.

આરામ પામે પશૂ આ સવખ્ત;
મશગૂલ રેહ ગામપતિ નેકબખ્ત. ૫.

માથ્રો ઘણાં શુભ ભણાએછ ખાસ;
નાશે ઉજાસે પલીદી ખવાસ. ૬.

આ નેક વખ્તે જળો ને જમીન,
ઝાડો ફળો ફૂલ દરિયાઇ મીન; ૭.

સાહેબની સર્વ કુદરત હસેછ,
તારીફ જેનો જિગરમાં વસેછ. ૮.

આપેછ આ વખ્ત તો પુખ્ત જેબ,
લેબાશ રોશન મિટાડીજ એબ; ૯.

અમશાસપંદો ફરોહર બુલંદ,
વ્હેંચે તેજ ખુરનું નૂરમંદ. ૧૦.

રૂડાં ચલાવેછ દિનનાં સકાજ;
માથ્રો ભણી માજદ્યસ્ની સમાજ. ૧૧.

ચાલેછ વ્યાપાર ધંધોજ પૂર;
કંગાલિયત જેથકી થાય દૂર. ૧૨.

કેવી સુશોભિત મિજાલસ ભરીછ,
આ વખ્ત અમશાસપંદે કરીછ; ૧૩.

ઉંચે ગગનપર તું તેને નિહાળ,
લેછે જગતનો સકલ એહવાલ. ૧૪.

દાદારને હું નમું આ સવખ્ત;
કે જેથકી હું બનું નેકબખ્ત. ૧૫.

(સારંગ—બ્હેત.)

દોહરો.

ગેહ રપિત્વન ઝલકતો, દિયે જગતને બ્હાર;
ગુણ ગાવા સાહેબના, તુરત બનું હું ત્યાર.

# ઉજીરન ગેહ.

થજો હમેશ ખુશનુદી અહુરમજદની;
ફિદા જહાંન સર્વ સદા તે ઉપર બની. ૧.

અહુરમજદનો સુધર્મ પાળનાર છું;
પુઠે હું જરથોશતનીજ ચાલનાર છું. ૨.

અશો અને કૃતેમંદ ઉજિરન ગેહનાં;
વખાણી વરણુંછું શુભકાજ તેહનાં. ૩.

જુઓ આ શુભવેળે મશગુલ બને ખરે;
અશો ગુરૂઓ ત્યારીઓ યજ્ઞની કરે. ૪.

પહોંચવાથકી નજદિક વખત રાતનો;
દિયેછે જ્યારે સુબોધ જાત જાતનો. ૫.

સિપાહો સરદારો લશકરી કાજમાં;
વળી છે મશગૂલ શાહ રાજદાઝમાં ૬.

હવા બનેછ સિતળ, નરમ તેજ સુરજનું;
હસી રહીછ કુદરત, મહિમા શું વરણું. ૭.

બુરા જનના દુશમન જે ચોકિબાન છે;
નિશે ચોરોના જે જિવનાજ જાન છે. ૮.

જવાનો નિજ કામ ઉપર વખત થાયછે;
રજા લઇ તે જ્યારે હિમ્મતે જાયછે. ૯.

જરાથોશતી સત્ય ધર્મ આચરણતણો;
ગણાયછે સવખ્ત વળી રાજનો ઘણો. ૧૦.

જુઓ આખો દિવસ સૂર્યજોત પ્રકાશી;
નમી હવે દિપાવેછે કુદરત ખાસી. ૧૧.

ખુદાને આ શુભવેળે હું નમી ભજું;
સદા કરી સકાજ હું કુકર્મને તજું. ૧૨.

( ધનાસરી—બ્હેત.)

દોહરો.

ગેહ ઉજીરનમાં અશો, શિખવે દિનનાં કાજ;
પઢું અવસ્તા ભાવથી, ભજું ગરીબનિવાજ.

---

## અઇવિસ્રૂથ્રેમ ગેહ.

દાદાર અહૂરમજ્દને કરૂં ખુશાલ;
નેકીનાં કાજ કરો ચાલી શુભ ચાલ. ૧.

જરથોશ્તી માજદિયશ્તી સ્વધર્મ નેક;
પાલુંછું હરખી ફુરમાનો દરએક. ૨.

ગાઉંછું અઇવિસ્રૂથ્રેમની વખાણ;
રાખી દાદારની સદા હું શુભભાણ. ૩.

આ વખતે દુનિયાનાં કાજ કરી નેક,
પામે આસાયશ જિવજંતો દરએક; ૪.

જેના આનંદમાં અશો અને બુજોર્ગ,
ગાએછે પાક ભજન સાંધી શુભજોગ. ૫.

ઠામોઠામે રોશન આતશો કરેછ,
ઠંડી ને અંધારૂં જેથકી હરેછ; ૬.

ભેદો દિનના ભલા શિખેછે નરનાર,
ગાવા ગુણ ખુદાના બનેછે સહુ ત્યાર; ૭.

સર્વે સુખદાયક ભણતરનો ઉપયોગ,
આ વખતે કરી મિટાડે તનમન રોગ; ૮.

આસાયશ લેછ સર્વજન બની ખુશાલ,
નેકી ને ભકિત કરી બુઢ્ઢાં ને બાળ; ૯.

આસાયશ લેછ ઘરધણીઆણી નેક,
સેવા ખાવિંદની કરી ભલી અનેક; ૧૦.

નેકો વિશ્રાંતિ કરે દિપવી સંસાર,
નેકીથો કરી જગતવૃદ્ધિ બેશુમાર; ૧૧.

ચાલેછે વડા ધર્મગુરૂનાં શુભકાજ,
રાજી થઇ નમે સહૂ ગરીબંનિવાજ. ૧૨.

નેકોનાં ફરેહરો બની પાસબાન;
સર્વે શુભચીજોપર રાખેછે ધ્યાન. ૧૩.

આ રૂડા રાતસમે રટું ખુદા નામ;
જેથી સુખચેન સાથ પામું આરામ. ૧૪.

(યમન કલ્યાણ—બ્હેત.)

દોહરો.

અઇવિશ્રૂપ્રેમ ગેહમાં, સહુ પામે આરામ;
ખાબ કિધા આગળ સદા, રટું ખુદાનુ નામ.

# ઉશાહેન ગેહ.

હોજે ખુશનુદી અહૂરમજ્દનીજ સદા;
જાનોમાલથી બની તેપર જગત ફિદા. ૧.

દિને માજદિયસ્નીજરથોશ્તીજ નમી;
પાપો તજી હું અશોઇમાં રહીશ રમી. ૨.

ગાઉછું ગુણ હું ઉશાહેન ગેહતણા;
લાભો જે વખતે દુનિયા પામેછ ઘણા. ૩.

જોઉં ઉષા સહિત શોભિત સણગાર સહૂ,
કેવી સુંદર આ રાણી ઝલકેછ બહૂ; ૪.

બેશી ઘોડાની ચારટપર બ્હાર જવા,
તૈયારી કરેછ; ચાલેછે સિતલ હવા. ૫.

મર્દોમાંહ્ય પ્હેલવાનોને ખાશ કરી,
કામે લગાડેછ સહુની દિલદાઝ ધરી; ૬.

સર્વે જનને (જેણે અવેળ સેજ તજી,)
દેછે હુકમ કે કરો શરૂ સાહેબ ભજી; ૭.

કેવી સુખવાસી સોવાસણ છેજ ખરે;
છોડી સેજ ભલાં દરશણ હરખાઇ કરે. ૮.

આહા હવે દિપેછે રૂડું રૂપ ઘણું,
કેવું ગુલાબી ઝઝખલું ઉષાસતણું; ૯.

દોડાવીને હળવે ઘોડા તે નિજના;
ફેલાવેછ નૂર કરી અંધકાર ફના. ૧૦.

આરાધો અમશાસ્પંદ ખુદાને ભજવા,
તૈયારી કરેછ નેકો પાપો તજવા; ૧૧.

છોડી સેજ ખુદા ભજી સફળ દિવસ કરે;
દર્દો સાથ વળી આફત દારિદ્ર હરે. ૧૨.

પૃથ્વીપર ઘરપતિ મશગુલ છે જેમ ખરે,
આ વખતે ત્રણ ઇજદો વળિ દરબાર ભરે; ૧૩.

ભક્તિનો સરોશ, રશ્ને ઇનસાફતણો,
સચ્ચાઇનો આસતાદ, બિરાજેછ ત્રણો; ૧૪.

બેઠાછે ચિન્વતપુલપર દરબાર ભરી,
નોંધેછે કરણી રવાનની સર્વ ખરી; ૧૫.

નેકી બદીનો શુમાર લખી કલમ કસે,
દેખી પાપી થરથરે પુણ્યવાન હસે; ૧૬.

આ વખતે હું વિનવુંછ ઓ ખુદા તમને;
બક્ષો નેકી સુખશાન્તિ ધન સુજ્ઞાન મને. ૧૭.

(કાલિગરો-બ્હેત.)

દોહરો.

વ્હેલો ઉઠ તજ સેજને, ઉપાડ ભવનો બોજ;
ઊરાહેનમાં ભજ ખુદા, સફળ થશે નવરોજ.

# પતેત પશેમાની.

(ગાયન ૧ લું.)

તારિફ શુભવિચાર સુખનો શુભકામની—
કરૂંછ હું સદા;
બદખસ્લતો તજી કુલ્લ જે હરામની—
રહુંછ હું ખુદા. ૧.
ધિક્કારી સદા બદીથી પાછો ફરી—
રહું સદા હરો;
અમશાસ્પંદોની સદા યજશની કરી—
કરૂંછ જાન ફિદા. ૨.
મુજ લાભને કાજ અહુરમજ્દને નમું
નેકીમાં રમું;
જેથી જહાન એહુનાં નહી દુખો ખમું—
સહું ન આપદા. ૩.
નિત જે ન્યામત દાદાર મને દે સહૂ—
શુકર કરી બહૂ;
માની ઉપકારો તેહને નમી રહૂં—
ભલી કરી અદા. ૪.

(ધનાસરી–મુસ્તજાદ.)

દોહરો.

ત્યાગ કરી બદકામનો, રાખું શુભ સહુ નેમ;
ચાલું રૂડી ચાલ હું, તું રાજી રેહ તેમ.

# પેતેત પશેમાની.

(ગાયન ૨ જું.)

ઓ ખુદા હવે પાપથી બહૂજ ડરૂંછું—
હું પસતાઇ ફરૂંછું;
તે ફરી નહિ કરવા એકરાર કરૂંછું—
હું પસતાઇ હરૂંછું. ૧.

કીધાં મેં જો હોય કબૂ કામો ખોટાં—
શું ન્હાનાં કે મોટાં;
થાકી હું તે પાપમાંહ્ય મારી ગોટાં—
સાચો માર્ગ ધરૂંછું. ૨.

નાહક મેં જો હોય કોઇને દુખ દીધું—
ચોરી ધન ને લીધું;
ધન છતે જો સવાબ હોય નહિ મેં કીધું—
તે પાપેજ મરૂંછું. ૩.

કીધી કબુ જો હોય બદનજર બદફેલી—
ખેલો પાપી ખેલી;
શયતાન્યત લઇ તુજ હુકમો છોડી મેલી—
આંસૂ નેન ભરૂંછું. ૪.

માબાપ ભાઇ બેનો ફરજંદ ને સગાં—
દેઈ તેમને દગા;

જો નસાથી બગાડી કર્યું હોય મેં જગા—
તો હું દુષ્ટ ઠરૂંછું. ૫.

પાળ્યાં નહિ વચનો, કીધી ફરજો ન અદા—
તુજપર નહિ રહી ફિદા;

તું બક્ષ તે ગુનાહની માફી હવે ખુદા—
રે હું પગે પરૂંછું. ૬.

જે શુભદિન જરથોશતને ખુદા તેં આપી—
વળિ ગોશતાસ્પે જાપી;

રાખી તેપર એકીન બદીને કાપી—
હું શુભમને સમરૂંછું. ૭.

(ભૈરવિ—મુસ્તજાદ.)

દોહરો.

જે જે પાપો મેં કિધાં, સુણ ઓ જગના બાપ;
ખરાં જિગરથી તેહનો, કરૂંછ પશ્ચાતાપ.

---

## નમસ્કાર ચેરાગનો.

વરધી થજો સદા રે,
બુજોર્ગ અતશ જે છે આતશાદાદગાહનો;
તેનો પરતાપ તેજ થજો વધારે. ૧.

સકલ તે ગુનાહો જે થયા હોય મુજથી,
તોબાહ્ કરૂંછ તેની;

થજો ખુશાલ અહુરમજ્દ,
નમુંછ હું આતશ ઓ નૂર–ખુદા રે. ૨.

(દેશ—એકતાલો.)

દોહરો.

બુજોર્ગ આતશદાદગાહ્, તારો વધો પ્રતાપ;
અંધારૂં અજ્ઞાન તું, ટાળી સહુ સુખ આપ.

---

## નમસ્કાર મુકતાદનો.

તમામ ગુનાહથી હવે ફરૂંછું;
પતેત હું કરૂંછું. ૧.

અશો લોકનાં ફ્રોહરો જે–જહાંન કરે આબાદ.
વખાણુંછ શુભ તે સહુને હું–કરી ખુદાની યાદ. ૨.

( કાલિંગરો—એકતાલો.)

દોહરો.

અશો ફ્રોહર સર્વ જે–કરી ગયાં શુભકાજ;
યાદ કરી હું તેમને–નમુંછ ગરિબનિવાજ.

---

## નમસ્કાર દોખમાનો.

આરાધુંછું હું અશો ફરોહર સઘળાં;
જેઓ કૂચ કરી ગયાં દેઇ તનો ભલાં. ૧.

પસતાઉંછું તોબાહ કરી ગુનાહોથી;
નમુંછ જે અશોઇમાં થઈ ગયાં સબળાં. ૨.

(ધનાસરી—એકતાલો.)

દોહરો.

યાદ અમો કરિયેંછિયેં કુલ્લે નેક રવાન;
જે અશો ફરોહરતણું, છે આ પાક મકાન.

---

## નમસ્કાર પરવતનો.

હું તમામ ગુનાહની;
પતેત કરૂંછું બદ તેતો સાહુ જાણી. ૧.

વખાણુંછું પ્હાડો જે છે ઉપયોગી બહૂ;
ખુદાની તેને શુભ પેદાયશ માનો. ૨.

(ભૈરવિ—એકતાલો.)

દોહરો.

અમુલ્ય બહુ છો કામના, તમો પાક કુલ પ્હાડ,
વખાણિયેંછૈયેં અમો, ગણી ખુદાનો પાડ.

---

## નમસ્કાર પાણીનો.

પતેત હું કરૂંછ દુષ્ટ સર્વ પાપની;
વખાણ હું નમી કરૂંછ જગતબાપની. ૧.

નમુંછ લાભકાર અર્દવિસૂર તમને;
કરૂંછ સ્વચ્છતાથકી નિમાજ આપની. ૨.

(સારંગ—એકતાલો.)

દોહરો.

નિર્મળ જળથી પૂર તું, કરે પલીદી દુર;
નિમાજ નિત હોજો તને, પાક અર્દવીસૂર.

---

## નમસ્કાર ઓરવરનો.

કરૂંછ સર્વ પાપથી પતેત હું કરી;
કરૂંછ તોજશો ખુદાઇ રાહને ધરી. ૧.

નિમાજ નેક ઝાડપાન નિત્ય પામજો;
બનાવટો ભલીજ જે ખુદાઇ છે ખરી. ૨.

(પિલૂ—એકતાલો.)

દોહરો.

ભલાં ઝાડ તમ જગતને, દોછો ફુલ આહાર;
નિમાજ તમને હું કરી, ભજુંછ જગકરતાર.

---

# દોઆ તંદરોસ્તી.

તનને નિત છે સુખ શાન્તિતણી,
જિવવા બહુ વર્ષ જરૂર ઘણી;
અમશાસ્પનદો ઇજદો સબળા,
મદદો મુજને કરજો સઘળા. ૧.

જરથોશતતણી શુભદિન ભલી,
હરખી નમજો દુનિયા સઘળી;
મુજ શાહ સગાં અનજૂમનને,
મળજો સુખ સર્વ સહૂ જનને. ૨.

મુજની સહુ નેક દુઆ ફળજો,
જશ દ્રવ્ય અશોઇ સદા મળજો;
બહુ વર્ષ સુધી જગમાં ઠરજો,
નિત આમિન આ યજદાં કરજો. ૩.

(ભૈરવિ—તોટક છંદ.)

દોહરો.

સદા સુખી સહુ જીવજો, શાહ એશ હમદિન;
મુજ સત દિલની આ દુઆ, કરો ખુદા આમીન.

# દીનનો કલમો.

સકલ દિનમાં રાસ્ત ને ભલી,
ખલકમાં ખુદાએજ મોકળી;
સરસ તે જરાથોશ્ત લાવિયા,
કબુલ જે કરે તેજ ફાવિયા. ૧.

નમન હું કરૂંછું ખુદાયની,
અહ્લ દિનને સ્વચ્છ જે બની;
અહુરમજદને નિત્ય ભાવિયા,
કબુલ જે કરે તેજ ફાવિયા. ૨.

(દેશ—લલિત છંદ.)

દોહરો.

પાક રાસ્ત સંપૂર્ણ જે, સર્વ ધર્મનું મૂળ;
તે છે દિન જરથોસ્તની, એમ કરૂંછ કબૂલ.



# પરચુટન બાબદો.

## ખુદા તું સહુનો પેદાકરનાર છે.

જમાના ને જાનદારો[1]—સહૂનો તું સરજનારો;
ફલક[2] ને ખલ્ક ગુલજારો—સહૂનો તું સરજનારો. ૧.

પશૂ પક્ષી જમિન[3] ઝાડો[4]—નદી નાળાં અને પ્હાડો;[5]
સમૂદર મોહટો ખારો—સહૂનો તું સરજનારો. ૨.

સુરજ[6] ને ચાંદ[6] સહુ તારા[6]—સદા ગુણ ગાયછે તારા;
કરેછે નિત્ય પોકારો—સહૂનો તું સરજનારો. ૩.

સહુથી નાહની ચોડી—મકોડી માંખ ને કીડી;
પુગાડે સર્વને ચારો—સહૂનો તું સરજનારો. ૪.

મુફત દેછે હવા પાણી—અમોને તાહરાં જાણી;
દયાળૂ બાપ તું મારો—સહૂનો તું સરજનારો. ૫.

ઇજદ અમશાસપંદોને—ફરેશતા નૂરમંદોને;
કુલે આદમ અરજદારો—સહૂનો તું સરજનારો. ૬.

અમોને તેં દિધો રેહબર—અશો જરથોશત[7] પયગમ્બર;
ફિરોજીમંદ તું પ્યારો—સહૂનો તું સરજનારો. ૭.

(પિલુ—ગજલ.)

---

[1] વંદીદાદ ૨—ફ. ૧ ઈત્યાદિ. [2] યજશ્ને હા ૧૯—ફ. ૨ ઈત્યાદિ.
[3] "ઝાંમ અહુરધાતાંમ." [4] "ઉરવરાઓ મજદધાતાઓ."
[5] "ગરયો મજદધાતાઓ." [6] યજશ્ને હા ૪૪—ફ. ૩.
[7] યજશ્ને હા ૨૯—ફ. ૮.

# ખુદાની તારીફ.

જગના કરતાર તને પ્રણમી,[1]
કિરતી તુજ ગાઇ રહુંછ નમી. ૧.

અતિ શોભિત[2] તું અતિ શ્રેષ્ઠ ખરો,[2]
સુપ્રકાશિત[2] તુંજ સુજ્ઞાન[2] ઝરો;
બહુ નેક[2] અશો[2] બહુ તું જબરો,[2]
ન કરાંમતમાંહ્ય કરીછ કમી. ૨.

ભરપૂર મિનો[2] બહુ ડ્હાપણથી,
મશહૂર[2] અશોઇતણા ધનુથી;
નિત યાદ તને કરતી મનથી,
કુલ જગત ખુશાલ રહીછ રમી. ૩.

સરજી તન[2] તેંજ દિધો દમને,
સુખ સર્વ સદૈવ[2] દિધાં અમને;
જશ ગાઇ ખુદા વિનવી તમને,
નિત લૈશ ભલી શુભરાહ સમી. ૪.

(ભૈરવિ—૫૬.)

---

[1] ખુરશેદ ન્યાએશ—ફ. ૧.
[2] યજશ્ને હા ૧—ફ. ૧.

# ખુદાની બંદગી.

બુલંદ દરજ્જાના સરદાર ખુદા તું;[1]
અમર્ગ અશો છે જગકરતાર ખુદા તું. ૧.

અમોને છે આસરો ગુણો ગાવાથી;[2]
ખુશી ખુરમીનો છે આધાર ખુદા તું. ૨.

તને અરપણ કરીયેછ આમ બંદગી;[2]
ખરો છે જશનેજ સજાવાર ખુદા તું. ૩.

સુખે તુજ પેદાયશપર રાજ કર[3] સદા;
પવિત્ર ન્યામતોના દેનાર ખુદા તું. ૪.

પ્રમાણિક જનને કર બળવંત હાકમો;[3]
ફના કર પાપી, ઓ દાદાર ખુદા તું. ૫.

(સિંધ કાફી—ગજલ.)

---

[1] યજશ્ને હા ૧—ફ. ૧૧.
[2] યજશ્ને હા ૭—ફ. ૨૪.
[3] યજશ્ને હા ૮—ફ. ૫.

# અશો જરથોશતની સિફત.

સરસ સહુથી[1] પરે રેહબર, અશો જરથોશત પયગમ્બર;
દરૂદ તારાં રવાંન ઉપર, અશો જરથોશત પયગમ્બર. ૧.

અમારો દાદ તેં લીધો, તજાવી તેં બદી દીધી;[2]
ઉતારી નેક રાહોપર, અશો જરથોશત પયગમ્બર. ૨.

જગતને કાજ તેં દુખને, લિધું માંથે તજી સુખને;
કિધો દુખનો દિલે નહિ ડર,[2] અશો જરથોશત પયગમ્બર. ૩.

લડાઈ તું લડ્યો સતની, અહુરમજ્દી મહોબતની;
મુકી માલો મહેલો જર,[1] અશો જરથોશત પયગમ્બર. ૪.

ખુદાની રાહપર ચાલી, અશોઈને સદા પાલી;
સદા રાજી કિધો પરવર,[1] અશો જરથોશત પયગમ્બર. ૫.

બદી, અજ્ઞાન અંધારૂં, કિધું તેં જહાંનથી ન્યારૂં;
ભલો તું નેક તાલેવર, અશો જરથોશત પયગમ્બર. ૬.

પઢો સહુ આફરિન લાખો, ફિદા જાનો કરી નાખો;
કહો તું રેહનુમાઈ કર, અશો જરથોશત પયગમ્બર. ૭.

ભલે દાદાર તેં સ્થાપ્યો, જનમ જરથોશતને આપ્યો;
ખુલ્યું જેથી સુખોનું ઘર,[3] અશો જરથોશત પયગમ્બર. ૮.

(પિલુ—ગજલ.)

---

[1] ફરવરદીન યશ્ત—ક. ૮૭-૯૫.
[2] વંદીદાદ ૧૯—ક. ૧-૧૦.
[3] ફરવરદીન યશ્ત—ક. ૯૪.

# અંગ્રેમેન્યુશની લાલચ સાંમણે જરથોશતનું મક્કમ રેહવું.

(વંદીદાદ ૧૯—ફ. ૧-૧૦.)

દોડી આવી ઉત્તરથી અંગ્રેમેન્યુશ બહુ બૂરો,
બોલ્યો એમજ મરકીવાલો ગુસ્સે થઇ તે પૂરો;
ઓ દરૂજ મારો—જરથોશતને કોઇ મારો. ૧.

મારો પેદાયશની તેતો કરેછ બહુજ ખરાબી,
નેઠો જગમાં ફૂલાવી નાખેછ બદીને દાબી;
કોઇ તુરત જાવો—એનો જાન લેઇ આવો. ૨.

આ હોકમ સુણતાં કીધી બૂઇતિ દેવે તૈયારી,
દોડયો તે જરથોશત સાંમણે લઇ હથિયારો ભારી;
મ્હોત ભરેલો જે—ચાલ્યો બુરો એકલો તે. ૩.

જ્યારે જરથોશતની સાંમણે ભિડવા બૂરી બાથો,
આવ્યો ત્યારે હોનવર સુણી જીવ લેઇને નાઠો;
ગફલતથો'જાગ્યો—બિહ થરથર ધ્રુજવા લાગ્યો. ૪.

પાછો જઇ ગુસ્સે થઇ અંગ્રેમેન્યુશ આગળ બોલ્યો,
રે આંધળિયા, એમ કહોને ભેદ ભરમ આ ખોલ્યો;
ખ્યાલી તું ખોટો—"એનું મ્હોત હું નહિ જોતો." ૫.

બૂરા સુપ્પન ફરી દરૂજથી સાંભળતાં જરથોશતે,
ભીડયાં ભારી હથિયારો, વિન ડરે ખુદાના દોસ્તે;
ગોફણ ઝટ ઝાલ્યો—ઉઠીને લડવા ચાલ્યો. ૬.

પુછ્યું દેવે આ હથિયારો તુજને મળિયાં ક્યાંથી,
ઉત્તર દીધો જરથોશ્તે કે દરેજ વ્હેછે જ્યાંથી;
ત્યાં જબાર નારે—પામ્યો પોરોશાંસ્પ ડેરે. ૭.

બોલ્યા મોટેથી જરથોશ્ત અરે સુણજો બદજાતો,
જ્યાંહ સુધી સોશ્યોસ જનમશે કરેશ તમને ઘાતો ;
નેકોને પાળી—સર્વ બદી ઉંધી વાળી. ૮.

જાસ્તીથો નહિ વળિયું ત્યારે માંડો લાલચબાજી,
અંગ્રેમેન્યુશ એમ બોલિયો કરૂં તને હું રાજી;
જો તુજ દિન ત્યાગે—બક્ષું જે મુજથી માગે. ૯.

જોની જુહાક રાજપાટ મોટું પામ્યો મુજ હાથે,
સર્વ સુખો ભોગવિયાં, જો મુજ સુખન ચ્હડાવ્યો માથે;
તેવો તું થાશે—થાશે વૈભવ તુંજપાસે. ૧૦.

ઉત્તર દીધો જરથોશ્તે કે જો મુજજિવ કબુ જાએ,
મારાં હાડ બુદ્ધિપણ મુજથી જો કબુ જૂદાં થાએ ;
તોય ન ધિક્કારૂં—છોડું નહિ હું, સત મારૂં. ૧૧.

પુછ્યું અંગ્રેમેન્યુશે કે મુજ પેદાયશ સારી,
તેનો નાશ કેમ તું કરશે, કેહ મને વિસ્તારી;
શા હથિયારોથી—ને કેવા આજારોથી. ૧૨.

દીધો જવાબ જરથોશ્તે કે તેજી મુજ હથિયારો,
તે સહુ છે દિનના આલાતો સુખન ખુદાનો પ્યારો;
શ્રેષ્ઠ સર્વથી જે—શુભ ઓજાર હોનવર છે. ૧૩.

(જોગિયા—સાખી.)

# જરથોશ્તી મજ્હબ.

એક ખુદાનેજ માનનારો—
જરથોશ્તી છે મજ્હબ અમારો;
બૂત પરસ્તીથી તો ન્યારો—
જરથોશ્તી છે મજ્હબ અમારો.[1] ૧.

સાતો સદગુણ તેના જાંણી—
અમશાસ્પંદો સદા વખાંણી;
નિરાકાર તે ભજવા પ્યારો—
જરથોશ્તી છે મજ્હબ અમારો.[1] ૨.

મ્હેર માહ ને આતશ ઝાડો—
પાણી ધરતી ફુલંદ પ્હાડો;
સરસ નૂર તેનાં ગણનારો—
જરથોશ્તી છે મજ્હબ અમારો.[1] ૩.

સાચાં મનથી સાચું બોલી—
સાચાં કામ કરો અનમોલી;
એ ત્રણ શિખ સાચી દેનારો—
જરથોશ્તી છે મજ્હબ અમારો.[1] ૪.

જિવતાં જીવત દુખ કાપે જ્યાં—
બહેશ્ત મુવા પાછળ આપે ત્યાં;
તનમનનાં સહુ દુખ હરનારો—
જરથોશ્તી છે મજ્હબ અમારો. ૫.

---

[1] યજશ્ને ૧૨—ફ. ૧.

ભલે ખુદાએ જનમ તેં આપ્યો—
જરથોશ્તને પયમ્બર સ્થાપ્યો;
ટળિયા જેથી ભવના ભારો[1]—
જરથોશ્તી છે મઝ્હબ અમારો. ૬.

(કાફી—ગજ઼લ.)

---

## જરથોશ્તી ધર્મની ખુબી.

દિને જરથોશ્તમાં છે સાચ ફિલસૂફી ભરી ભારી;
જુઓ કેવા ભલા વીચારથી ભરપૂર છે સારી. ૧.

સકલ સુખ બેહુ દુનિયાનાં સમાવ્યાંછે સરસ તેમાં;
વળી મનને અશોઈ દે તજે તન સર્વ બીમારી. ૨.

કહેછે કોઇ કે મળશે મુક્તિ મુજ દિનદારોને;
બુરાંને તો ખરે જરથોશ્ત નહિ દેશે કબૂ તારી. ૩.

કરો કરણી તમે જેવી ફળો તેવાંજ મળશે ત્યાં;
કહે જરથોશ્ત કે બૂરાં નહી લેશે દયા મારી.[2] ૪.

ભલી તારીફ જેની તો કરેછે પારકાઓબી;
ઘણા જ્ઞાની ખરેખર તેહની છે પામિયા યારી. ૫.

(ઝિંઝોટી—ગજ઼લ.)

---

[1] ફ્રરવરદીન યશ્ત—ફ. ૯૪.
[2] યજશ્ને હા ૩૧—ફ. ૨૦.

# કુશ્તી વિશે.

બાંધો કુશ્તી સત હિમ્મતની;
હિમ્મતની, બહુ કિમ્મતની. ૧.

સુદરેહનાં બખ્તરપર કમ્મર,
બાંધ ખુદા મ્હોબ્બતની;
પછાડ તું શયતાન લડીને,
કુશ્તી શુભ નેયતની. ૨.

હુમતેની તલવાર હાથ લઇ,
અશોઇનાં તાકતની;
હુખ્તે ગુરૂજે કર ધુળધાંણી.
દુજાૂખ્ત ને દુશ્મતની. ૩.

હુવરેશ્તેનો તીર પોઇને,
કમાન બહુ બરકતની;
ખેંચીને કર પાએમાલી,
બૂરી દુજાુવરેશ્તની. ૪.

જાશાયોશ્તનો ઝુણ્ડો ઉચકો,
નકલ કરો ખસ્લતની;
તેની શિખ સહુ પાળી ટાળો,
દ્હેશાત આકેબતની. ૫.

લડી લડાઇ જડો ઉખેડ તું,
બુરી શયતાંનિયતની;
અશોઇથી તું અમર રહોને,
ચાખ મઝા જિન્નતની. ૬.

(કલિંગરો—પદ.)

# નવજોતની મુબારકબાદી.

મુબારક હોજો આજે—નવજોત ભલો જે ગાજેરે. ૧.

વધિયો એક આજ જરથોશ્તી—સુદરેહ કુશ્તી સ્હાજે;
ભલો ધર્મ હરખાઇ કબૂલે—આજ બુલંદ અવાજેરે. ૨.

ચોક ચાંદને ફૂલ તોરણે—રૂડું સર્વ બિરાજે;
મંગલ ગાઇ સખો સહુ આશિષ—દેછે જેને છાજેરે. ૩.

જરાથોશ્તને પગલે ચાલી—રિઝજે નેકી કાજે;
સદા રહી સુખ લેજો દેજો—તમવાલીને રાજેરે. ૪.

કરણી એવી નિત કરજો કે—ઝલકો નેકી તાજે;
સદા જગતનાં સર્વ સુખોથી—તમને ખુદા નિવાજેરે. ૫.

(ભૈરવિ—પદ.)

# બંદગી.

ઓ ખુદા હાથ જોડી કહુંછું નમી,[1]
આય મારી મુરાદો પુરી પાડ તું;
તું પિતાને તજી ક્યાં રહું હું ભમી,
આય મારી મુરાદો પુરી પાડ તું. ૧.

રે પિછાંનો તને હું ભલી અકલે,[1]
નેક કામો કરૂં જેથકી તું મળે;
જહાંન રાજી કરૂં હું સહુને ગમી,
આય મારી મુરાદો પુરી પાડ તું. ૨.

આપ લામ્બી ભલી જિંદગી તું મને,[2]
કે રવાને જરાથોશ્ત રાજી બને;[2]
ગંજ રાસ્તી બખશ રાહ દે તું સમો,[2]
આય મારી મુરાદો પુરી પાડ તું. ૩.

ક્યાર ઓ સાચ પામિશ તને દેખવા,[3]
તાહરે મોહડે હું શિખી લેખવા;[4]
બેહમન માર્ફતે પોહચિશ તુજગમી,[5]
આય મારી મુરાદો પુરી પાડ તું. ૪.

---

[1] યજશ્ને હા ૨૮—ફ. ૨.
[2] યજશ્ને હા ૨૮—ફ. ૭.
[3] યજશ્ને હા ૨૮—ફ. ૬.
[4] યજશ્ને હા ૨૮—ફ. ૧૨.
[5] યજશ્ને હા ૨૮—ફ. ૩.

તુંવિના હું ન પિછાનતો કોઇને,[૧]
કાંનથી સાંભળી ધ્યાનથી જોઇને;[૨]
નિત્ય નેકી ભલીમાં રહું હું રમી,
આય મારી મુરાદો પુરી પાડ તું. ૫.

(દેશ—ગજલ.)

---

## દયાવંત દાદારની તારીફ.

અરે દાદાર શું વરણું દયા દાતાર તારી;
થયો હું તો નગુનો, પણ તને છે દાઝ મારી. ૧.
પ્રથમ છોડાવિયો રે ગર્ભની દુર્ગંધથી તેં;
બચાવી નર્કથી મુજને બતાવી બાગબ્હારી. ૨.
ભરી દૂધ મતથાંને મોકળ્યું આગમજથી તેં;
કિધી મેં બેઇમાને આવતાંનેવાર જારી. ૩.
દિનોદિન બચપણે વધતું મને તન, રૂપ દીધું;
બની મેં મુર્ખ ખોયા રમતમાં દિન લાભકારી. ૪.
જુવાંની મેં ગુમાવી એશ ને આરામ શોધી;
ભુલ્યો હું ગર્ભવચનો તોય તેં દીધીજ યારી. ૫.
બુઢાપામાં નજર મુજ કર્તુકોપર તેં ન કીધો;
દયા મુજ હાલપર લાવી દિધાં દુખને નિવારી. ૬.

(ભૈરવિ—ગજલ.)

---

૧ યજશ્ને હા ૩૪—ફ. ૭.
૨ યજશ્ને હા ૩૦—ફ. ૨.

# સંતોષી જિગરની ખુદાને અરજ.

નથી હું માંગતો માલેક તમપાસે ખજાનોરે;
મને બક્ષો તમે માફી અરે આ અર્જ માનોરે. ૧.

બગીચા બાગને કાજે નથી હું જોહતો હાથો;
તમોવણ કોઇનો મ્હોતાજ ના કરશો દિવાનોરે. ૨.

નથી હું માંગતો મેવા લહેજતદાર પકવાનો;
મને રોટી નિમકથી રાખશો બસ ના બિગાનોરે. ૩.

પડી હું તો પગે નહિ માંગતો ઘોડા અને ગાડી;
અરે બસ બેહુ પગહાથે મને રાખો મઝાનોરે. ૪.

સખાવતનાં સવાબો જો બને નહિ મુજ ગરીબીમાં;
બદી બસ હું કરૂં નહિ કે મળે સુખનાં મકાનોરે. ૫.

જવાહિરથી નથી હું ચાહતો શોભાવવા તનને;
કરો બસ મુજ શિકલપર શાન્તિ સુખની સહુનિશાનોરે. ૬.

અરે દાદાર મુજ બંદા ઉપર રેહજો તમે રેહમી;
નથી મુજને કશી દરકાર જો રૂઠે જમાનોરે. ૭.

(ભૈરવિ—ગજલ.)

# દયાળુ દાદારની વખાણ.

દાદાર દયાળુ કેમ કરી હું—વિસરૂં તુજ ઉપકાર;
દયાળુ વિસરૂં તુજ ઉપકાર. ૧.

વણ ભાડે ધરતી તેં દીધી—વણ દામે જળધાર;
દીધો મુજ જિવકાજ મુફ્ત તેં—પવનતણો આધાર.[1] ૨.

ચંદ્ર સૂર્યની અજબ રોશની[2]—મેઘ પડે નવધાર;[1]
અગણિત તારા ચમકાવેછે[2]—ગગનતણો વિસ્તાર. ૩.

ઝાડપાન ને ફૂલ ફળો દે[1]—દુનિયાને આહાર;
મુજ સુખનાં સહુ સાંધણ સાંધી—સરજ્યો તેં સંસાર. ૪.

ઉંચા પ્હાડો શોભિત લાગે—સમુદ્રનો નહિ પાર;
નદી સરોવર ભરપુર જળથી—સહુનો તું કરતાર. ૫.

પશુઓથી સહુ મદદો પામી—કરૂં જગત વ્યવહાર;
પક્ષી મુજને ગાઇ રિઝાવે—સરસ સજી સણગાર. ૬.

સકલ શ્રૃષ્ટિનાં જિવજંતો પર—મને કિધો સરદાર;[3]
ઓ દાતાર કેમ હું વરણું—અગણિત તુજ આભાર. ૭.

(દેશ—૫૬.)

---

[1] યજશ્ને હા ૪૩—ફ. ૪.
[2] યજશ્ને હા ૪૩—ફ. ૩.
[3] દુઆ નામસિતાયશ્ને.

# ખુદાની બંદગી.

ઓ ખુદા તને હું તજી—કોણ કને જાઉં;
કોણ બિજા પાસ જઈ—ગરજ હું સરાઉં. ૧.

તારૂં હું રાજ તજી—ક્યાંહ તન છુપાઉં;
દાસ રહી તમો પાસ—આસ શુભ પુરાઉં. ૨.

શાન્ત મને શાન્ત તને—ભ્રાન્તિ ભય મિટાઉં;
જંત્ર મંત્ર તંત્ર તજી—યંત્ર તન નિભાઉં. ૩.

નરસ તજી સરસ સજી—ભૂષણો રિઝાઉં;
શક્તિ ધરી ભક્તિ કરી—ભાવભજન ગાઉં. ૪.

સત્ય જ્ઞાન સત્ય ધ્યાન—સત્ય ચાલ ચ્હાઉં;
નિશદિન તુજ ધ્યાન ધરી—પળપળ હરખાઉં. ૫.

નાથ તું અનાથતણો—શિર તને નમાઉં;
જેથી હ્યાં સુખી રહી—ત્યાં નહિ પસતાઉં. ૬.

(ભૈરવ પ્રભાતિ—૫૬.)

## મનાજાત.

હું તારે શરણે આયો—બહુ ભમીભમી પસતાયોરે. ૧.

દુષ્ટગુણોનો દોસ્ત બનીને—તજિયો શોખ સવાયો;
નીચ બદીનો ગુલામ થઇને—દોજખ ખાડ હટાયોરે. ૨.

જુઠ્ઠાંની જંજાલ કરીને—ખ્યાનત લીભ કમાયો;
હારેમનની સેવા કીધી—તારો ગુણ નહિ ગાયોરે. ૩.

ખસલતમાં હેવાન હટાવ્યાં—બની માનવી જાયો;
ઓ દાદાર તજી હું તમને—હાડમાર બહુ થાયોરે. ૪.

(ભૈરવિ—પૃ૬.)

---

## બંદગી.

ભવભય જેથી ઉતરૂં પાર, બક્ષો તે કરણી કરતાર;
જેથી તમ નિત રહો ખુશાલ, બુરા થાય નહી મુજ હાલ;
પાલું જરથોશતી ફરમાન, ભૂલું નહિ તારૂં એહસાન;
જેથી રિજવું તું જગબાપ, તેવી કરણી મુજને આપ. ૧.

સાચું બોલું દિન ને રાત, જુઠ્ઠાંની જાણું નહિ જાત;
નેકોનો શોભિત સણગાર, પ્હેરી પાર કરૂં સંસાર;
રાખું હું તમથી નિત કામ, ભાવે ભજું તમારૂં નામ;
જેથી ટાળું સહુ સંતાપ, તેવી કરણી મુજને આપ. ૨.

માતપિતા પર રાખું ધ્યાન, પાય પડીને આપું માન;
ગુરૂશિખ પાલું જે છે નેક, બાકી નહિ રાખું હું એક;
ભાઇબેનપર રાખું પ્રેમ, જેમ તમોપર રાખું તેમ;
જેથી જશનો પામું છાપ, તેવી કરણી મુજને આપ. ૩.

ઉદ્યોગી હું રહી સદૈવ, આળશથી ન ડુબાડું દૈવ;
મંન વચનો ને કાંમો નેક, એ ત્રણ ધનથી રાખું ટેક;
જોઈ મુજ કામો હરરોજ, પાર ઉતારો પાક ફિરોજ;
જેથી ટાળું જગનો શાપ, તેવી કરણી મુજને આપ. ૪.

(યમન કલ્યાણ—ચોપાઇ.)

## સચ્ચાઇ સારૂં બંદગી.

સત્યતાની શુભ હિદાયત—નિત અમોને આપ તું;
આપ સહુથી સરસ સુખ આ—દર્દ દુખ સહુ કાપ તું. ૧.

રાસ્ત રશ્નેની સદા—કરિયે વખાણો હર્ષથી;[1]
સાચ છે સુખનો તમારા[2]—સાચ છે જગબાપ તું.[3] ૨.

સત્યતાથી તો સદા—કુદરત ટકીછે જોશથી;
સાચવટ ઉત્તમ સવાબે—કાપ સઘળાં પાપ તું. ૩.

---

[1] યજશ્ને હા ૩—ફ. ૫.
[2] યજશ્ને હા ૭—ફ. ૨૬.
[3] હોરમજૂદ યશ્ત—ફ. ૭.

સર્વ સુખની ખાણ છે—સચ્ચાઇ બેહૂ જહાંનમાં;
ટાળ તે બક્ષી અમોને—આય ભવના શાપ તું. ૪.

સત્યતાનો બર્કતે—જરથોશ્ત જગમાં ફાવિયા;
સ્વર્ગની આ મ્હોર સાચી—અમ જિગરપર છાપ તું. ૫.

(કાફી—ગજલ.)

---

## દાનાઇનો ચિરાગ.

ચિરાગે દાનેશ રોશન કરો; સદા તે જિગરને મકાને ધરો. ૧.

ખરા સુખનનું તો કરી સાફ ટંબ્લર, મહેનત ચાક લઇ નરો;
ભલી ચાલનું તેલ તેમાં પુરીને, પવિત્રાઇ જળથી ભરો. ૨.

સખાવત આંકડે પોઇને કાકડો, વમાસણ ભલીનો નરો;
ખુદાયાદની આંચથી કરી રોશન, નમી નેક નિત્યે ઠરો. ૩.

કરો નાશ અજ્ઞાન જે અંધકારો, પડો નહિ ખાઇ ઠોકરો;
ભલાં જ્ઞાનનાં શુભ ઉજાશે દિપાવો, જહાંનો બેહુનાં ધરો. ૪.

બદી ગુલ કબૂ ના બાઝવાજ દેશો, સદા તે ઝાંખથી ડરો;
જલોને પ્રકાશી જીવતાં જિવત સહુ, ભવનાં સંકટો હરો. ૫.

(કાલિંગરો—પદ.)

---

## તન એક આતશખાનું.

આ તનનું કર આતશખાનું—રૂહ કેબલો ભાઈરે;
મન મોબેદ પાસ દેવાડો—જોય ત્યાંહ હરખાઈરે. ૧.

જિગર પાતરે રૂહ પરઠ તું—જે દે સુખ ઝલકાઈરે;
શુભ કરણોની કાઠી બાળો—ખુશબોદાર સવાઈરે. ૨.

હુમતેની તો ચમચ હાથ લઇ—હુખતે ચિમટો ચ્હાઈરે;
હુવરેશ્તેનો ઘંટ વજાડો—પાંચો ગેહ ગુણ ગાઈરે. ૩.

અજ્ઞાની અંધારૂં ટાળી—કરી પૂર રૂશનાઈરે;
ભીતરની ચશમોથી જો ત્યાં—ખાલિસ નૂર ખુદાઈરે. ૪.

તેના ઉજાશથી તું જોશે—બ્હેશ્ત રાહ સુખદાઈરે;
અરે ભાઇયો ખુદ ખુદાય ત્યાં—વસેછ નિત મલકાઈરે. ૫.

( જિઓટી—૫૯. )

## હોમની વખાણ.

(યજશ્ને હા ૯ મો—૧૦ મી લીટીથી.)

પવિત્રાઈનો પીવા મીઠો—સરસ હોમ રસ પ્યાંરોરે;
મનને પાક ઇબાદતખાંને—કરો યજશ્નની યારોરે. ૧.

જિગર હાવનિમ હુમતેથી—અજવાળી સાફ સમારોરે;
હુખતેથી નેકી લાલાપર—બાઝી કીટ ઉતારોરે. ૨.

અવયવના આલાતોને—હુવરેશ્તેથીજ સુધારોરે;
એકિનને ઇંડાળે બેશી—માંડો હાર કટારોરે. ૩.

હિમ્મતનું શુભહોમ બનાવી—રેડો પ્રિત જળધારોરે;
લાગ ખુદા લ્હેનો લઈ છુંદી—ભાવે ભજન ઉચારોરે. ૪.

હોંશકરી તે પીને હરખી—દુખ ને દરદ નિવારોરે;
"જેમ ચાર શુભજને માનિયો—તેમજ તમે સ્વિકારોરે. ૫.

વીવંગ્હાઓ આથ્વ્ય થ્રિત અને—પૌરૂશસ્પ જન ચારોરે;
પીધાથી રૂડા પુત પામ્યા—સફળ કિધો જનમારોરે. ૬.

આ દુનિયામાં યિમે જનમ લઈ—સુખનો કિધો વધારોરે;
માર્યો થ્રએતઓને અજિ—વળિ બહૂ બુરા બદકારોરે. ૭.

ભલો અશો ઉર્વક્ષ જનમિયો—અદલ ન્યાય દેનારોરે;
કેરેશાસ્પે સૃવર મારિયો—ધરી નેક ઓજારોરે. ૮.

ચોથાને ઘર પયગમ્બર—જરથુશ્ત્ર જનમિયો તારોરે;"
આય અજ્મતી રસ પી યારો—સીધા સ્વર્ગ સિધારોરે. ૯.

(ભૈરવ—૫૬.)



# કઠણ શબ્દનો કોષ.

**અઈર્યમન**—૧. ગાથાની બંદગીના એક ભાગનું નામ.
૨. એક ફરેશ્તાનું નામ.

**અજ્મતી**—અકસીર, અજાએબ જેવા અસરકારક.

**અજ઼િ**—જુહાક નામનો એક જુલમગાર પાદશાહ જેને (અથ્રેતઓને) ફરેદુને માર્યો હતો.

**અદલ**—રાસ્તી, વાજબી, ખરો.

**અદા**—હાવભાવ.

**અદા કરી**—ફિટાડીને, કરજ ચુકવીને.

**અનાથતણો**—જેનો કોઈ નહી તેનો, નિરાધારનો.

**અમરદાદ**—એક અમશાસ્પંદ જે ઝાડોપર મવકલ છે.

**અમર્ગ**—સદા જીવતો, જેને મ્હોત નહી તે.

**અમશાસ્પંદ**—ધણી બુજોર્ગ અને અમર ખુદાની છ વરધી કરનારી શક્તિઓમાંની એક.

**અર્જ**—અરજ, વિનંતી.

**અવયવ**—શરીરના ભાગો જેવાકે હાથ પગ વગેરે.

**અવર**—બીજા, બાકીના.

**અવસ્તા**—જરથોસ્તી માજ્દિયસ્નીની ધર્મ પુસ્તકોનું લખાણ.

**અશો**—જે માણસ તન અને મનને પવિત્ર રાખે તે.

**અશોઇ**—તન અને મનની પવિત્રાઇ.

**અશો ફ્રશોહુર**—દુનિયામાં અહુરમજ્દની તરફેણમાં રેહવાની જે નેક શક્તિ તે.

**અશો લોક**—અશોઇ પાળનારાં આદમીઓ.

**અસત**—જુઠું.

**અસીલ**—ભલું, સાલસ.

**આકેબતની**—આખેરીની, અંતની, સેવટની.

આગાહી—અગમચેતી, કાંઇપણ બનાવ આગળથી
જાણવો તે.
આશ્વ્ય—ઇરાનનો એક પાદશાહજાદો.
આદિલ—અદલ ઇનસાફ કરનાર.
આધાર—આસરો.
આધીન—તાબેદાર, ફરમાંબરદાર.
આપદા—દુખ, આફત, મુસીબત.
આફતાબ—સુરજ.
આફરીન—નેક દુઆ, આશિર્વાદ.
આલાતો—યજશ્ને અને બીજી ક્રિયામાં વપરાતાં વાસણો.
આશિષ—આશિર્વાદ, ભલી દુઆ.
આશ્રય—આસરો.
આસ—આસા, મનની મુરાદ.
આસુદગી—શાન્તિ, સુખાકારી.
આહાર—ભોજન, ખાણું.
આજ્ઞા—હોકમ, ફરમાન.
ઇજદો—અમશાસ્પંદથી ઉતરતી શક્તિઓ, ફરેસ્તા.
ઇબાદતખાને—બંદગીના મકાનમાં.
ઇમાન—એકીન, ધર્મ ઉપર જે વિશ્વાસ તે.
ઇંડોણે—જે બેઠકપર ધર્મની ક્રિયા કરનાર બેશેછે તેપર.
ઉચરૂં—બોલું.
ઉત્ક્ષ—પાદશાહ શ્રિતનો છોકરો.
ઉષા—બામદાદે પ્રથમ નિકળાતું સફેદ ઝઝબલું.
ઉષાસ—સવારનાં સફેદ ઝઝખલાં પછી આસમાન ઉપર
જે ગુલાબી અને રાતું અજવાળું થાયછે તે.
એકરાર—કબુલાત.
એકિન—ઇમાન, ધર્મ ઉપર જે વિશ્વાસ તે.
એશ—મોજમઝા.

**એહસાન**—ઉપકાર, આભાર.
**ઓજારો**—હથિયારો.
**અંગ્રેમેન્યુશ**—ગેબી રીતે દુનિયાનો ઘટાડો અથવા નાશ કરનારી કુદરતી શક્તિ.
**આંચથી**—દઝાય એવી અગ્નિથી.
**કરતુકોપર**—કરણીપર, કામોપર.
**કાઠી**—બળતણ, બાળવાનાં લાકડાં.
**કુટિલ**—કપટી, બૂરો.
**કુલ**—સર્વ, સઘળું.
**કુશ્તી**—૧. અહુરમજ્દનાં ફરમાનની હદમાં રહીને ચાલવા સારૂં બાંધેલો કમરબંધ. ૨. કુશ્તીની લડાઈ.
**ક્રૂર**—ઘાટકી, દયાવગરનાં.
**ખલ્ક**—ખલક, દુનિયા.
**ખસ્લતની**—ટેવની, આદતની.
**ખાણ**—જમીનની અંદર ખોદેલો ખાડો જેમાંથી ધાતુઓ ખોદી કહાડવામાં આવેછે તે.
**ખાલિસ**—પાક, સાફ, ડાઘ વગરનું.
**ખુદ**—પોતે.
**ખુરમાં**—ખુશાલી, આનંદ.
**ખૂર**—ખુર્શેદ, સુરજ.
**ખેશ**—સગાં.
**ખોરદાદ**—એક અમશાસ્પંદ જે પાણીપર મવકલ છે તે.
**ખ્વારી**—ખુવારી, નાશ.
**ગગનપર**—આસમાનપર.
**ગનામિનો**—શયતાન.
**ગમી**—૧. પસંદ પડી. ૨. તરફ.
**ગરીબનિવાજ**—ગરીબોને બક્ષિશનો આપનાર.
**ગર્ભની**—ગર્ભસ્થાનની, હમેલની.

ગાથા— પેગમ્બર અશો જરથોશ્તના રચેલા અવસ્તાઈ કલામો.
ગુરજ—અસલી ઈરાંનીઓનું, લડાઈનું એક હથિયાર.
ગુરશિખ—ગુરની શિખામણ, પેગમ્બરની નશિયત.
ગુલ—બતીની ઉપરનો બળેલો ભાગ.
ગુલજારો—બાગો, વાડીઓ.
ગેતી—આપ દુનિયાને લગતું.
ગેબી—ભેદ ભરેલું.
ગોફણ—દુશ્મનો ઉપર પત્થર ફેંકવાની બનીવારી એક જાતની દોરી.
ગોશતાસ્પ—બલખ શહેરનો એક જાણીતો પાદશાહ જેણે જરથોશ્તી દિન કબુલ કરી હતી તથા ફેલાવવામાં બહુ મદદ કરી હતી.
ગંજ—ખજાનો, દોલત.
ઘાતો—નુકશાનો.
ચશમોથી—આંખોથી.
ચારો—ખોરાક.
ચિન્વતપુલ—જે પુલપર ગુજરેલાંઓનો ચહારમની બામદાદે ઇનસાફ થાયછે તે.
ચિરાગેદાનેશ—ભલી અકલનો દીવો.
ચુંગાલ—પકડ, જડપ.
જગઆધાર—દુનિયાને આસરો આપનાર.
જફાકારો—જુલમગારો.
જમાના—જુગો.
જવાહિરથી—ઝવેરાતથી.
જશ—કીર્તિ, વખાણ.
જળો—પાણીઓ, જેવાંકે નદી નાળાં કુવા ઇત્યાદિનાં.
જાનદારો—જાંદારો—જીવજંતો, પ્રાણીઓ.
જાયો—દિકરો, બેતો.

જિન્નતની—બહેશ્તની.

જુહાક—એક જુલમગાર પાદશાહ જેને ફરેદુને માર્યો હતો. એને અવસ્તામાં અજિ કહ્યોછે.

જહાનથી—દુનિયાથી.

જબાર—એક પાહડનું નામ છે જેમાંથી દરેજ નામની નદી વેહવી હતી અને જેની નજદીક અશો જરથોસ્તના બાપ પોરોશસ્પનું ઘર હતું.

જર—ખજાનો, દોલત.

જારી—રૂદન.

ટાળી—દૂર કરી, મટાડી.

ઠરજો—કાયમ રેહજો.

ડેરે—ઘરમાં.

તમને—અંધારાંને.

તાકતની—શક્તિની, જોરની.

તારી—પાર ઉતારી.

તાલેવર—નસીબવંતો, ભાગ્યશાળી.

તોખમ—જડ, ખાનદાન, પાયો.

તોબાહ—પશ્ચાતાપ, પશેમાની.

થ્રએતઓન—ફરેદુન નામનો જાણીતો પાદશાહ જેને (અજિ, અજદહાક) જોહાકને નાર્યો હતો, એના બાપનું નામ આથ્વ હતું.

થ્રિત—ઉર્વક્ષ અને કેરેશાસ્પના બાપનું નામ.

દરજાના—મર્તબાના, પદવીના.

દરૂજ—જુઠાઇને ઉત્તેજન આપનાર.

દરૂદ—નમસ્કાર, સલામ, નમીને માન આપવું તે.

દરેજ—એક નદીનું નામ છે જેના કિનારાપર અશો જરથોશ્તના બાપ પૌરોશસ્પનું ઘર હતું.

દહેશત—ધાસ્તી, ભય.

દાતાર—સખી, ધર્માતુ.
દાદાર—પેદા કરનાર.
દાસ—ચાકર.
દિન—ધર્મ, મજહબ.
દિનદારો—એક ધરમ પાળનારા.
દુખહરણી—દુખનું નિવારણ કરનારી, દુખ દફે કરનારી.
દુઝુખ્ત—બુરૂં બોલવું.
દુઝુવરેશ્ત—બુરાં કામો કરવાં.
દુર્ગંધ—ખરાબ વાસ.
દુશ્મત—બુરૂં વિચારવું.
ધર્મ આચરણ—ધર્મનો વ્યવહાર, દિનનાં કામકાજ.
ધામ—ઘર, મકાન.
નભ—આસમાન, આકાશ.
નસાથી—નજીસાટથી, મુવેલી અથવા કોહતી ખરાબ
વસ્તુથી.
નાથ—ધણી, માલિક.
નિજનો—પોતાનો.
નિમક—મિઠું.
નિમકખ્વાર—જે બિજાનાં અન્નથી પળેલો હોય તે.
નિમાજ—બંદગી.
નિયમ—કાયદો, ધારો.
નિવારી—દૂર કરી, ટાળી, દફે કરી.
નિશી—રાત્રે, રાતની વખતે.
નિહાળ—ધ્યાન આપીને નજર કર.
નૂરેખુદા—ખુદાનું નૂર.
નેત્રશકિત—જોવાની શકિત, આંખ.
નેસ્ત—નહી જેવું, ફના, નાબુદ.
નૈયતની—નિશાની, મુરાદની.

નોશ કરૂં—પીઉં.
ન્યામત—સરસ ભોજન, સારૂં ખાણું.
ન્યારૂં—જુદું.
પતેત—ગુનાહનો પસ્તાવો.
પયગમ્બર-પયમ્બર—ખુદા તરફથી પેગામ અથવા દિ-
નનો હોકમ લાવનાર.
પરમદયાળ—ઘણોજ દયાવંત.
પરવર—પાળનાર, પરવરશી કરનાર, ખુદા.
પરવરશી—પાળણ પોષણ, ગુજરાન.
પરસ્તાર—બંદગી કરનાર.
પલીદી—નજીસાટ.
પવિત્રાઈ—અશોઈ, તન અને મનની સ્વચ્છતા.
પાએમાલી—દુર્દશા, ખરાબ હાલત, ધુળધાણી.
પાતરે—અફરગાનિયામાં.
પાસબાન—સંભાળનાર.
પોરૂશસ્પ—પયગમ્બર અશો જરથોસ્તના બાપનું નામ.
પ્રણમી—નીચાં વળી હાથ જોડી નમીને.
પ્રતાપ—કીર્તિ, મોટાઈ.
પ્રેમ—મહોબત, પ્યાર.
ફરમાનો—હોકમો.
ફરોહર—દુનિયાની અંદર અહુરમજદની તરફેણમાં રેહ-
વાને વાસ્તે જે શક્તિ માણસને બક્ષેલીછે તે.
ફલક—આસમાન, આકાશ.
ફિદા—કુરબાન, પ્રસન્ન.
ફિરોજ
ફિરોજગર } ફતેમંદ.
ફિરોજીમંદ
ફિલસુફી—જ્ઞાન પદાર્થના ધર્મ શોધવા સંબંધી શાસ્ત્ર.

બખ્તર—કવચ, લડાઈ વખતેનું સિપાહોનું પેહરન.
બદકારી—બુરી કરણી.
બદકારો—બુરાં કામ કરનારો.
બર્કત—ફાયદો, લાભ.
બાગબહારી—બાગનો બહાર.
બુજોર્ગ—માનથી મરતબો પામેલો.
બૂઇતિ—એક બૂરી અસ્લતનો મુંજી જે અંગ્રેમેન્યુશની
    ફુળવણીથી અશો જરથોશ્તનો જીવ લેવા ગયો
    હતો પણ નિરાસ થઈ પાછો ફર્યો હતો.
બુતપરસ્તી—જે ધર્મમાં પુટળાંની પુંજા થતી હોય તે.
બેહમન—ભલું મન, ભલી અકલનો અમશાસ્પંદ.
બંદા—ચાકર, સેવક.
ભાવે—પ્યારથી, હેતથી, માયાથી.
ભૂષણ—સણગાર, ઘરેણાં.
ભ્રાન્તિ—વેહેમ, શક, ખોટો વિચાર.
મકાનો—રેહઠાણો.
મજહબ—ધર્મ.
મરકીવાલો—મરકી ઉપજાવનારો, નાશ કરનારો.
મશહુર—પ્રખ્યાત, જાણીતો.
મહિમા—વર્ણન કરવા જોગ પ્રતાપ અને જશ.
મહોબત—મહોબ્બત—દોસ્તી, પ્યાર.
માથ્રો—મંત્રો, ભેદ ભરેલી આકાશવાણીઓ.
માલેક—ધણી.
માહ
માહતાબ
માહબોખ્તાર } ચાંદ.
મિનો—છુપી દુનિયાને લગતું.
મુકિત—છુટકારો.

મુનસફ—ઈનસાફ કરનાર.
મુરાદ—ઉમેદ, આશા.
મેઘ—વરસાદ.
મંગલ—આશિર્વાદ અથવા ખુશાલીનાં ગાયન.
મંગલકાર્ય—ખુશાલીનું કામ.
મ્હેર—સુરજ.
મ્હોતાજ—ગરીબ, મુફલેસ, લાચાર.
મ્હોર—છાપ.
યજદાં—ખુદા.
યજશ્ની—એક ભણતરની ક્રિયાનું નામ છે.
યસ્નહઅમેશાસ્પંદાન—હમન યસ્ત, સાતે અમશાસ્પંદોની વખાણની બંદગી.
યઝાની—આરાધનાની.
યારી—મદદ.
યિમ—એ નામનો અસલી ઈરાંની પાદશાહ જે જમશેદને નામે જાણીતો છે.
યંત્ર—સાંચો.
રટવું—ઘણી ઘણીવાર નામ લેયા કરવું.
રવાન—રૂહ, આત્મા.
રશ્ને—ઇનસાફનો ફરેસ્તો.
રામશની—ખુશાલી.
રાસ્ત—સાચું.
રાહ—રસ્તો.
રૂઠે—ગુસ્સે થાય, નાખુશ થાય.
રૂશનાઈ—રોશની.
રૂહ—જીવ, આત્મા.
રોશન કરો—સલગાવો.
રેહનુમાઈ—રસ્તો દેખાડવો તે, ભોમિયાપણું.

રેહબર—રસ્તો દેખાડનાર, ભોમિયો.
રેહમી—દયાવંત.
લાક્ષા—યજ્ઞની ક્રિયા કરતી વખતે હોમસલી છુંડવા
જે પંચમેળ ધાતુનો બતો વપરાયછે તે.
લ્યાનત—ફિતકાર, ભુંડી દુઆ.
લ્હે—એકતારૂં થવું તે, એક ચિત્ત.
વમાસણ—વિચાર, ધારણા.
વરધી—વૃદ્ધિ, વધારો.
વાચા—બોલવાની શક્તિ.
વિઘ્ન—સંકટ, આફત.
વિમળ—સ્વચ્છ, કચરા અથવા મેલ વગરનું.
વિશ્રાંતિ—વિસામો, આસાવશ.
વિસ્તાર—કદ, હરકોઈ ચીજની લંબાઈ પોહોળાઈ અને
ઉંચાઇ તે, ફેલાવ.
વીવંગ્હાંઓ—પાદશાહ યિમ અથવા જમશેદના બાપનું નામ.
વૈભવ—બેહદ ખજાનો.
વ્યાપ્યો—પંથરાઈ રહ્યો, ફેલાઈ રહ્યો.
વૃદ્ધિ—વરધી; વધારો.
શરણે—આસરા હેઠળ, તાબે.
શહુર—હુશિયારી, ચંચલાઈ.
શાન્તિ—સ્થિરપણું, સુખમાં મળતો આરામ.
શાપ—બદદુઆ, શ્રાપ, શરાપ.
શિકલપર—ચેહરા ઉપર, મોહડાંપર.
શિખ—શિખામણ.
શિર—માથું.
શુમાર—હિસાબ, ગણતરી.
શ્રમ—મ્હેનત, યત્ન.
શ્રેષ્ઠ—સહુથી સારૂં, ઉત્તમ.

શ્રોત્રશકિત—સાંભળવાની શકિત.
સકલ—સહુ, સર્વ, કુલ.
સજાવાર—લાયક.
સદૈવ—સદા, હમેશ.
સપેનામિનો—ગેબી રીતે દુનિયાનો વધારો કરનારી કુદ-
રતી શકિત.
સમાજ—મંડળ, સભા.
સમો—સીધો.
સરજનાર—પેદા કરનાર.
સરાઉં—પુરી પાડું.
સરોદ—ગાયન.
સવાબ—નેકીનું કામ, સારૂં કામ.
સાહબેદૌલત—દોલતનો માલેક, ખજાનો ધરાવનાર.
સુખન—બોલ, શબ્દ, વચન.
સુખદાઇ—સુખ આપનાર.
સુપ્રકાશિત—સરસ ઝળકતો, બહુ તેજી.
સુક્ષમો—ખુલ્લી આંખે નહી દેખાય એવા બારીક જીવડા.
સુજ્ઞાન—ભલી અક્કલ.
સેજ—પથારી, બિછાનું.
સેવા—ચાકરી.
સોશ્યોસ—કયામતને દહાડે જેના આવવાથી દુનિયા ન-
વેસરથી ફરી રચાશે તે.
સ્તુતિ—તારીફ, વખાણ.
સ્થાપ્યો—મુકરર કીધો, નેમિયો.
સ્મરૂંછું—ભાવથી અથવા પ્યારથી યાદ કરૂંછું.
સ્વચ્છતા—પવિત્રાઇ, ચોખાઇ.
સ્હાજે—સણગારે.
સ્વિકારૂં—કબૂલ કરૂં.

**સ્રૃવર**—એેક અજદહાનું નામ છે જેને કેરેશાસ્પે માર્યો હતો.
**સ્રૃષ્ટિ**—દુનિયા, જહાંન, જગત.
**હફ્તકિશ્વર**—પૃથ્વિના સાતે ખાંડો.
**હવેસ**—બુરાં કામ કરવાની ઇચ્છા.
**હારેમન**—શયતાન.
**હાવનિમ**—યજશ્નીની ક્રિયા કરતી વખતે હોમસલી છુંડવા જે પંચમેળ ધાતુની ખાંડણી વપરાયછે તે.
**હિદાયત**—પ્રેરણા, જીગરની ઉસકેરણી, લાગણી.
**હુખતે**—નેક બોલવું.
**હુમતે**—નેક વિચારવું.
**હુવરેશ્તે**—નેક કરણી.
**હોમ**—એક ગુણગારો છોડ જેની દાંખળીઓ યજશ્નીની ક્રિયા કરતી વખતે છુંડવામાં આવેછે.
**હોમરસ**—હોમની દાંખળીનો રસ.
**હોશબામ**—૧. બામદાદ, પરોઢિયું. ૨. બામદાદની બંદગી.

